श्रीनटपुरस्थ श्रीपुष्टिमार्गीय पुस्तकालयद्वारा
प्रकाशित ग्रंथमाला.

ग्रन्थरत्न १३.

श्रीमद्वल्लभाचार्यविरचितं

# ॥ सिद्धान्तरहस्यम् ॥

श्रीमद्गोकुलनाथजीप्रभृतिकृतसंस्कृतटीकानुसारेण

हरिकृष्णतनुजनुषा शास्त्रिवसंतरामशर्मणा

गुर्जरभाषया सङ्कलितं,

प्रकाशक शाह पीताम्बरदासात्मजत्रिभुवनदासगुप्तेन
नडीआद

अमदावादनगरेगुजरातप्रिन्टींगाख्ययंत्रालये
मुद्रापयित्वा प्राकाश्यं नीतम् ।

અમદાવાદ—શ્રી ગુજરાત પ્રીન્ટીગ પ્રેસમાં શા. ગોમાલાલ મંગળદાસે છાપ્યું.

संवत् १९६८. श्रीवल्लभाब्द ४३५.

न्योछावर रु. ०-२-०.

श्रीमद्वल्लभाचार्यजीविरचितं

# ॥ सिद्धान्तरहस्यम् ॥

## ॥ इषत्प्रास्ताविकम् ॥

---

नाविर्भूयाद्भवांश्चेदधिधरणितलं भूतनाथोदितास-
न्मार्गध्वान्तान्धतुल्यानिगमपथगतौ देवसर्गोऽपि [1]याताः ॥
घोषाधीशं तदेमे कथमपि मनुजाः प्राप्नुयुर्नैव दैवी
सृष्टिर्व्यर्था च भूयान्निजफलरहिता देव वैश्वानरैषा॥१॥

श्रीमत्प्रभुचरणाः ।

## श्रीमदाचार्यमहात्म्यदर्शन.

ભગવન્મુખારવિંદાધિષ્ઠાતા કૃપાસુધૈકનિધિ શ્રીમદ્વલ્લભાધીશ્વ-ચાર્યવર્યચરણ ભગવદાજ્ઞાને વશ થઈ ભૂતલ ઉપર પ્રકટ થયા. પ્રકટ થઇને તેઓશ્રીએ માયાવાદાદિ વિષમય વાદોથી વિસ્તીર્ણ વાતાવરણના બલવડે સ્વીય સર્વોત્કૃષ્ટ અપ્રતિમ પણ માર્ગથી કંઇક પરાઙ્મુખ થયલી દૈવી સૃષ્ટિને પોતાનો નિષ્કંટક માર્ગ ઉપદેશીને શ્રીમદ્ગોકુલનાથસંગમસુધાના પાત્ર કરી, અને સ્વકીયૈકપ્રાકટ્ય-પ્રયોજન પૂર્ણ કર્યું. તેને અંગે જ અલૌકિક નિત્ય વિરાજમાન ભગવત્સ્વરૂપાત્મક વેદ, શ્રીમદ્ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર, અને શ્રીમદ્-ભાગવત, એ પ્રસ્થાન ચતુષ્ટયના નિખિલ અર્થની સંગતિ કરીને, તેથી નિષ્પન્ન થતો નિખિલવાદાભિભાવી બ્રહ્મવાદ અને રસમય પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો.

વૈશ્વાનરાચાર્યવર્યના પ્રાકટ્યાવસરમાં વેદાદિપ્રસ્થાનચતુષ્ટયના સમુજ્જ્વલ અર્થમાં અભિનવ મનુષ્યબુદ્ધિજન્ય તર્કોનું એટલું બધું મિશ્રણ થઇ ગયું હતું કે તત્સમયમાં પ્રચલિત મતમતાંતરોમાં વેદાદિ સમુદ્ભૂત સિદ્ધાંતોનો સ્પર્શ પણ હશે કે કેમ એ સંશય-ગ્રસ્ત જ છે. તે લોકોના હૃદયમાં એવી વિપરીત ભાવનાએ ભુવન

---

१. जाता अपि पाठः ।

કર્યું હતું કે, વેદાદિપ્રસ્થાનમાં ગમે તેમ હો, અમારે તેની કિંચિત્ પણ અપેક્ષા નથી, કારણ કે વસ્તુતઃ તે સર્વ જગદ્વૃત્ત મિથ્યાજ છે, ફક્ત અમારા શુષ્ક તર્કોજ ચિરસ્થાયી રહેવાના !! આવા ભ્રાંત, અવદ્ય, શિષ્ટન્યક્કૃત વિચારોથી વેદાદિ પ્રસ્થાનો પણ અતિ વ્યાકુલ હતાં. વેદાદિપ્રસ્થાનોની થતી નિર્મર્યાદ દુશ્ચેષ્ટા, અને તે ચેષ્ટારાક્ષસીના ભોગરૂપ થતી દૈવસૃષ્ટિ, એ સર્વનું નિરીક્ષણ કરીને દયાર્દ્રહૃદય શ્રીમદાચાર્યજીએ વેદાદિપ્રસ્થાનોના યથાર્થ અર્થનું વિરોધાભાસપરિહારપૂર્વક સમુદ્ઘાટન કર્યું અને દૈવીસૃષ્ટિને પુનઃ પ્રાચીનતમ સમયનું દર્શન કરાવ્યું.

વેદના બે ભાગ છે, પૂર્વ અને ઉત્તર. પૂર્વભાગના અર્થનો વિચાર વ્યાસશિષ્ય જૈમિનિએ કર્યો છે, અને ઉત્તરભાગનો વિચાર ભગવજ્જ્ઞાનાવતાર શ્રીવેદવ્યાસજીએ કર્યો છે, પ્રથમભાગમાં કર્મપ્રવિષ્ટ ભગવાન્નું અને દ્વિતીયભાગમાં જ્ઞાનપ્રવિષ્ટ ભગવાનનું વર્ણન છે, પરંતુ ગુરૂશિષ્યપ્રણીત મીમાંસાદ્વયનું મુખ્ય તાત્પર્ય ત તે મતનાં પછીથી થયલા અનુયાયિઓના લક્ષ્યમાં આવ્યું નહિ, તેથી તેઓ એકમેકનું ખંડન કરવા યત્ન કરતા હતા. આચાર્યશ્રીએ તેઓની આવી સ્થિતિ જોઇને તેઓને મીમાંસાદ્વયના મુખ્ય તાત્પર્યથી સુજ્ઞાત કરવા 'પૂર્વમીમાંસાભાષ્ય' અને 'બૃહદ્ભાષ્ય' 'અણુભાષ્ય' એ સંજ્ઞાથી ગ્રંથો પ્રકટ કર્યા. હાલમાં પૂર્વ ગ્રંથદ્વય સંપૂર્ણ પ્રકાશમાં નથી આવ્યા, અંતિમ ગ્રંથ સારી રીતે પ્રસિદ્ધ થયો છે.

આ ઉપરાંત શ્રીમદાચાર્યચરણે નિગમકલ્પતરૂફલ નિત્યસિદ્ધ શ્રીમદ્ભાગવતના પણ ભાવાર્થનું વિસ્તારથી મનોહર વિશદીકરણ કર્યું છે. તે ગ્રંથ 'સુબોધિની' એ નામે પ્રસિદ્ધ છે. શ્રીમદ્ભાગવત ઉપર 'સૂક્ષ્મટીકા' નામની નાની ટીકા પણ શ્રીમહાપ્રભુજીએ કરી છે, પરંતુ તે હજી મુદ્રિત થઈ નથી. પૂર્વોક્ત 'શ્રીસુબોધિની' ગ્રંથ વિદ્વાનોની પણ વૈદુષ્યાભિમાનવૃત્તિને વિરામ આપે એવો છે. એ તદ્ગ્રંથસ્થ વાક્પતિવાક્સુધાનું પુનઃ પુનઃ પાન કરતાં પણ રસિક સ્નેહાર્દ્ર દૈવીભક્ત કદાપિ તૃપ્ત થતો નથી. વળી પ્રસ્થાન

ચતુષ્ટયના નિષ્કર્ષરૂપે એક સ્વતંત્ર ગ્રંથ શ્રીમદાચાર્યચરણે રચ્યા છે, તે 'નિબંધ' એ અભિધાનથી સુપ્રસિદ્ધ છે. આ સર્વ ગ્રંથો સુગમ નથી, તે માટે તેમાં યુગપદ્પ્રવેશ પણ અસંભવિત છે.

"સૃષ્ટિમાં સર્વ મનુષ્યો મહાન્ પ્રબંધોમાં અવગાહન કરવાની શક્તિવાલા નથી હોતા, અથવા કવચિત્ હોય છે તો તેટલો પરિશ્રમ લેવાની ઇચ્છાવાલા નથી હોતા, તેથી મહાન્ પ્રબન્ધોના કર્તા એવા બાલકોને સ્વમન્તવ્ય દર્શાવવાને મહાન્ પ્રબંધોના સારરૂપ પ્રકરણ ગ્રન્થોમાં સિદ્ધાન્તનું ખંડશ: નિરૂપણ કરવાના શિષ્ટાચારને અનુસરે છે. આવાજ આશયથી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સંપ્રદાયમાં ષોડશગ્રંથ નામથી ૧૬ ગ્રંથો પ્રકટ કર્યા છે. આમ કરવામાં તેઓશ્રીની સ્વકીયજન ઉપર કૃપાજ સમજવી." (રા. તેલીવાલા)

ઉપરના કથનની વાસ્તવિકતા માટે વિચારશીલને સંશય નજ થાય, એ નૈસર્ગિક છે. સર્વશાસ્ત્રના સિદ્ધાંતના મુખ્ય ગ્રંથમાં વિના પ્રયાસે અથવા તો સ્વલ્પ પ્રયાસે પ્રવેશ થવો એ અસંભવિત છે, માટેજ દરેક શાસ્ત્રમાં સિદ્ધાંતનું દિગ્દર્શન કરાવનારા સંક્ષિપ્ત ગ્રંથોનું અસ્તિત્વ છે. આ પરિસ્થિતિ લક્ષ્યમાં લઇને આચાર્યશ્રીએ પણ ષોડશ ગ્રંથો રચ્યા છે.

## आचार्यवक्तव्य अने तद्बोध.

આચાર્યશ્રીની વાણી આપાતત: સારલ્યવતી, પણ અન્ત:પ્રવેશ થતાં અતિગૂઢાભિસંધિ, અને અર્થગાંભીર્યથી ભરેલી છે. ઇતર આચાર્યને કંઇ પણ વક્તવ્યાંશ હોય છે, તો તેને અતિવિસ્તૃત, શબ્દચ્છટાચ્છાદિત ભાષામાં ગ્રંથે છે. આપણા આચાર્યશ્રી તેમ કરવાને સંપૂર્ણ સામર્થ્ય ધરાવતા; પરંતુ દૈવસૃષ્ટ્યુદ્ધારક ભગવત્સેવાદિકકાર્યમાં તેઓશ્રીનો ઘણોજ સમય વ્યતીત થતો હતો, તેથી આપશ્રીએ સ્વોપદેષ્ટવ્યાંશ ઘણીજ સંકુચિત ભાષામાં યોજેલો છે. સર્વત્ર મુખ્યસિદ્ધાંતનુંજ સમવલંબન કરીને તર્કાકીર્ણ કર્કશ વિચારોનો તો વ્યુદાસજ કરેલો છે. આપશ્રીએ એટલી બધી કૃપા કરી છે કે, સ્વકથનને શબ્દાડંબરવિડંબિત ભાષામાં ન યોજતાં

સરલ ભાષામાં પ્રકટ કરેલું છે. શાબ્દ પરિસ્થિતિ એવી છતાં અર્થગાંભીર્ય એટલું બધું છે કે તેઓશ્રીની કૃપાદૃષ્ટિવૃષ્ટિના પાત્ર જેઓ થયા હોય તેઓને જ તેમની વાણીમાં અવગાહન કરવાની શક્તિ છે; અન્યને નહિ.

આચાર્યશ્રીની આવી અગાધ વાણી સમજાવવા માટે તેઓશ્રીના વિદ્વાન્ વંશ્યોએ વિસ્તારપૂર્વક ટીકાઓ યોજી છે, તેથી ઘણે અંશે જીજ્ઞાસુઓનો અસંતોષ દૂર થાય છે. આ પ્રમાણે આચાર્યશ્રીના માહાત્મ્યજ્ઞાન પછી તેઓશ્રીની કૃતિ–પ્રસ્તુત વિષય ઉપર આવીએ.

## सङ्क्षिप्तसङ्गति.

પૂર્વોક્ત ષોડશ ગ્રંથમાં પ્રથમ ગ્રંથ શ્રીયમુનાષ્ટક છે. તેમાં તુરીયપ્રિયા 'શ્રીયમુનાજી'ના નિઃસીમ માહાત્મ્યના વર્ણન સાથે, તે ગ્રંથનો પાઠ કરનારને દિવ્ય નવતનુપ્રાપ્તિ અને મુકુન્દરતિ વગેરે ફલશ્રુતિ દૃગ્ગોચર થાય છે.

દ્વિતીય બાલબોધ ગ્રંથમાં મત વૈચિત્ર્યથી વિક્ષિપ્ત થયલું 'પુરુષાર્થ'નું સત્ય સ્વરૂપ પ્રકટ કરેલું છે.

તૃતીય સિદ્ધાંતમુક્તાવલી ગ્રંથમાં 'સ્વસિદ્ધાંત'વિનિશ્ચય, સેવા, સેવ્યસ્વરૂપ વગેરે નિર્ણીત છે.

તુરીય પુષ્ટિપ્રવાહમર્યાદાભેદમાં પૂર્વે કોઈથી પણ નહિ સમજાયલા 'પુષ્ટિ, પ્રવાહ, અને મર્યાદા,' એ ત્રણે ભિન્ન માર્ગના વૈલક્ષણ્ય–તારતમ્યનું વિશદીકરણ છે.

પંચમ સિદ્ધાંતરહસ્ય ગ્રંથમાં આચાર્યશ્રીએ પ્રભુએ આજ્ઞપ્ત રહસ્યનું સ્ફોટન કર્યું છે. એ આપણો પ્રસ્તુત વિષય હોવાથી તેનો વિસ્તારપૂર્વક વિચાર કરીશું.

## समासतः सिद्धान्तरहस्यसार.

આચાર્યચરણે પ્રથમ ભક્તિમાર્ગ–સેવામાર્ગ પ્રકટ તો કર્યો; પણ પછી એવી ચિંતા પ્રાપ્ત થઈ કે, સેવા સફલ થશે કે કેમ? કારણ કે સેવ્ય શ્રીકૃષ્ણ તો સાક્ષાત્ આનંદરસાત્મક પૂર્ણપુરુષોત્તમ અને નિર્દોષપૂર્ણગુણવિગ્રહ છે, અને સેવકો તો સમય, દેશ વગે-

રેના અનેક વિધ દોષોથી પરિપૂર્ણ છે. નિર્દોષ પ્રભુ આવા દોષ-ભારવાહી સેવકોની સેવા કેમ સ્વીકારે ? સેવ્ય પ્રભુ સેવાંગીકાર ન કરે તો સેવકકૃત સેવાની સાર્થકતા શી ? સેવામાર્ગની પણ ત્યારે આવશ્યકતા શી ? આ ચિંતા શ્રીમહાપ્રભુને શ્રાવણ કૃષ્ણ એકાદ-શીની મધ્યરાત્રિ સમયે થઇ, ત્યારે શ્રીકૃષ્ણે સાક્ષાત્ પ્રકટ થઇને શ્રીમદાચાર્યજીની ચિંતાની નિવૃત્તિ કરી, તે ભગવન્મુખારવિંદ-પ્રાદુર્ભૂત નિગૂઢ રહસ્યને આચાર્યશ્રી શ્લોકમાં યોજે છે, જે 'સિદ્ધાંતરહસ્ય' અભિધાનથી પ્રસિદ્ધ છે.

'શ્રાવણમાસના કૃષ્ણપક્ષની એકાદશીએ મધ્યરાત્રે સાક્ષાદ્ ભગવાને જે આજ્ઞા કરી તે અક્ષરશઃ કહું છું' એમ પ્રતિજ્ઞા કરીને શ્રીમદાચાર્યજી આ ગ્રંથનો આરંભ કરે છે. 'બ્રહ્મસંબંધ કરવાથી સર્વના જીવ અને દેહના સર્વ દોષની નિવૃત્તિ થાય છે.' બ્રહ્મસંબંધ એટલે શ્રીમદ્ગોકુલસ્થ રસાત્મક પ્રભુ સાથે નિત્યસંબંધ બ્રહ્મસં-બંધથી સર્વના ( કેવલ દ્વિજનાજ નહિ ) દેહ અને જીવના સકળ દોષ નિવૃત્ત થાય છે. 'દોષ પંચવિધ છે. ૧. સહજ, ૨. દેશકાલોત્થ, ૩. લોકવેદનિરૂપિત, ૪. સંયોગજ, ૫. સ્પર્શજ.' આ પંચવિધ દોષમાં સર્વ દોષોનો સમાવેશ થાય છે. આ પંચવિધ દોષનિવૃત્તિ બ્રહ્મસંબંધથી જ થાય છે. નિર્દોષપૂર્ણગુણ પ્રભુ સાથે સંબંધ થયા પછી દોષ ક્યાં સ્થિતિ કરે ? આ પ્રમાણે દોષનિ-વૃત્ત્યુપાય બતાવ્યા પછી પુનઃ દોષ સ્પર્શ ન કરે માટે વિશેષ કર્તવ્ય ઉપદેશે છે. 'સેવ્ય-સેવકસંબંધ વિચારીને પ્રભુને સમર્પ્યા વિના કોઇ પણ પદાર્થ સ્વોપયોગમાં ન લેવો. સમર્પિત અગ્રાહ્ય છે, એવું જે મંતવ્ય છે તે તો અન્ય-પૂજામાર્ગનું છે, આ માર્ગનું નથી. ઇતર અશુચિ જલનો પણ ગંગામાં લય થાય તે પછી તદ્ગુણદોષવર્ણન અશક્ય છે, તેમ જ એતન્માર્ગીય નિવેદનાનંતર ગુણદોષવર્ણન નિરૂપયુક્ત છે. પ્રભુના ચરણના એક દેશથી ગંગા ઉદ્ભવે છે, અને તે પતિતપાવની કહેવાય છે, ત્યારે સાક્ષાત્પ્રભુ સાથે સંબંધ થાય તો દોષનિવૃત્તિમાં સંશય જ શો ?

# भ्रान्ति विभेदन सहित—फलितार्थ.

નિવેદન મંત્ર સાક્ષાદ્ભગવત્પ્રોક્ત જ છે, ઇતરજીવપ્રોક્ત નથી. ભગવન્મુખારવિંદરૂપ શ્રીમદાચાર્યજીને કોઇ જીવ મંત્રોપદેશ કરવા આવે એ કલ્પનાજ નિરર્થક છે. આચાર્યશ્રી પોતેજ પોતાનું અગ્નિસ્વરૂપ છે, એમ ઉપદેશે છે. (તે અગ્નિ પણ **मुखादग्निरजायत** એ શ્રુત્યનુસાર આધિદૈવિક જ; નહિ કે પ્રત્યક્ષીભૂત લૌકિક.) હવે એતત્સ્વરૂપ શ્રીમદ્વૈશ્વાનરાચાર્યને કોઇ જીવ મંત્રોપદેશ કરવા આવે ને તેઓ તે ગ્રહણ કરે, એ અતીવ વિચિત્ર જ લાગે છે. વળી નિવેદનમંત્ર જેવું ગૂઢાભિસંધિવાળું રહસ્ય જીવ પ્રકટ કરવા પ્રયત્ન આદરે, એ પુષ્ટિભાવજ્ઞનાં હૃદયો કદિ પણ માનશેજ નહિ.

નિવેદન મંત્ર ભગવત્પ્રોક્ત જ છે, એમ નિશ્ચય થયા પછી તેને અન્ય પ્રમાણોથી પુષ્ટ બનાવવાનો પ્રયાસ જલતાડનવત્ જ છે. ભગવન્મુખારવિંદ પ્રાદુર્ભૂત ઉપદેશને અન્ય પ્રમાણોની આવશ્યકતા શી? આ ગ્રંથ ઉપર ઉપલબ્ધ થયલી ટીકાઓનો આશય પણ એમજ સૂચન કરે છે.

**अत्र तूक्तं सम्भावितप्रकाराभावपूर्वकं स्वयं साक्षात्पूर्णप्राकट्येनाचार्यानुपदिष्टत्वात् ।**

**श्रीगोकुलनाथजी.**

પૂર્વાપરાનુસંધાનપૂર્વક ઉપરની પંક્તિનો ભાવાર્થ એવો છે કે, ભગવદુપદેશના પ્રકારો બહુવિધ છે: કોઇ વખત સેવકદ્વારા, સ્વપ્નદ્વારા, આકાશવાણીદ્વારા પણ આજ્ઞા કરે છે, પરંતુ અત્ર ઉપર કહેલા કોઇ પણ પ્રકારનો સમાશ્રય ન કરતાં સાક્ષાત્પૂર્ણ પ્રકટ થઇને આચાર્યશ્રીને ઉપદેશ આપ્યો.

દશદિગંતવિજયી શ્રીપુરૂષોત્તમજીમહારાજ પણ આ મંત્રને આગ્રહપૂર્વક ભગવત્પ્રોક્ત જ કહે છે. શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધમાં પ્રતીત થતા નિવેદન પ્રકારોનો પણ અત્ર અનુવાદ નથી એમ નિર્ભયતાથી ઉપદેશે છે.

**अतोऽत्र निरूप्यमाणं ब्रह्मसम्बन्धात्मकं समर्पणं, तत्फलं, तत्प्राशस्त्यं, तदावश्यकत्वं च यदस्ति तत्तेषामेव वाक्यानामनुवाद इतिशङ्कानिरासार्थं कालविशेषे पृथगाविर्भूय भगवतोक्तमितिबोधनाय न तदनुवाद इति च ।**

**श्रीपुरुषोत्तमजी.**

આનો ભાવાર્થ એવો છે કે, અત્ર નિરૂપણ કરાતું બ્રહ્મસંબંધાત્મક સમર્પણ, તત્ફલ, તત્પ્રાશસ્ત્ય, તેની આવશ્યકતા વગેરે જે છે, તે એકાદશસ્કન્ધોપન્યસ્ત પ્રમાણોનો અનુવાદ છે, એવી શંકાનો પરિહાર કરવાને, અમુક કાલમાં પૃથક્ પ્રકટ થઈને સાક્ષાત્ પ્રભુએ જ ઉપદિષ્ટ છે, એમ જણાવવાને ભાગવતસ્થ વાક્યોનો પણ અત્ર અનુવાદ નથી, એમ નિરૂપણ છે. આ ઉપરથી નિશ્ચય થાય છે કે નિવેદન મંત્રની આવી પરમ મહત્તાનું અવહેલન કરી તેને ગમે તેવા પ્રમાણોથી પુષ્ટ બનાવવાનો પ્રયાસ અત્યંત વ્યર્થ જ છે, એમ નિઃશંક કહી શકાય.

આ વિવેચન એક બિજા વિષય ઉપર પ્રકાશ પાડે છે. આ માર્ગને પ્રાચીન બનાવવાના આવેશમાં કેટલાકો એવી કલ્પના કરે છે કે, આચાર્યશ્રીને ૭૦૦ વર્ષ સુધી યોગબળથી ઉપેક્ષા કરતા રહેલા બિલ્વમંગલ નામના યોગિએ ઉપદેશ આપ્યો !! આધુનિકોનું આ કથન આચાર્યશ્રીના ઉપદેશથી સર્વાંશે વિરૂદ્ધ જ છે. તેના સમર્થનમાં નીચેનાં પ્રમાણો વિચારયુક્ત હોવાથી હેતુભૂત થઈ પડશે.

" ૨. બિલ્વમંગલને શ્રીમદાચાર્યજી "માયાવાદી" કહે છે ( જુઓ નિબંધપ્રકાશ **मायावादित्वे बिल्वमङ्गलादीनामिव** ). તેવો માયાવાદી બિલ્વમંગલ કદાચિત્ વૈષ્ણવ પછીથી થયો હોય તોએ ૭૦૦ વર્ષ અનિલરૂપે પ્રેત અવસ્થામાં રહેલા બિલ્વમંગલ પાસેથી ભગવન્મુખાવતાર શ્રીવલ્લભાગ્નિ બ્રહ્મસંબંધ મંત્ર સ્વીકારે એ કલ્પના મંગલથી વિપરીત છે."

" ૫. બંને ભાષ્યમાં, નિબંધમાં, અને શ્રી સુબોધિનીજીમાં

શ્રી મહાપ્રભુજી પોતાને 'અગ્નિ' કહે છે, અને શ્રી પુરૂષોત્તમે જ તેમને આજ્ઞા કરી લખે છે; સિદ્ધાંતરહસ્યમાં પણ બ્રહ્મસંબંધ મંત્ર સાક્ષાત્ શ્રીકૃષ્ણે પ્રદાન કર્યો એમ વદે છે; તે સર્વથી એમ સિદ્ધ થાય છે કે આ સંપ્રદાય 'સાક્ષાત્' છે. અને પુરૂષોત્તમ વિના ઈતર કોઇ પણ જીવ આ સંપ્રદાયના આચાર્ય થવાને કેવળ અયોગ્ય છે." ('ગુજરાતી' તા. ૫-૩-૧૧.)

**વે. શા. સં. મગનલાલ શાસ્ત્રી.**

ઉપદેશ વિષય આટલો બધો સ્પષ્ટ છતાં, બિલ્વમંગલ જેવા જીવને 'ગુરૂ' બનાવવામાં શું ગૌરવ છે, તે હું કળી શકતો નથી. પ્રભુ વિપ્રયોગાત્મક શ્રીમદાચાર્યચરણને પ્રભુ દર્શન ન આપે, એમ માનવામાં એતન્માર્ગીય તો કૃતપ્રયત્ન કદાપિ નહિ જ થાય. આર્ત્ત્યતિશયથી પ્રભુ પ્રકટ થાય છે તે નિસંદેહ જ છે.

"મારાં પ્રકટ દર્શન આ આર્દ્રાર્દ્ર સુકુમાર ભગવદીયને થાઓ, એમ પ્રભુની ઇચ્છાથી સાક્ષાત કોટિ મન્મથ મન્મથ સ્વરૂપ પ્રકટ થાય છે"

**શુદ્ધાદ્વૈતપ્રદીપ.**

## एतद्ग्रन्थ उपर आधुनिकाक्षेपनी समालोचना.

આ ગ્રંથ આધુનિક વૈષ્ણવોને પણ નિશિતાંકુશવત્ અરૂંતુદ થઇ પડયો છે, તો અન્યને માટે તો કહેવુંજ શું ? મૂલમાં શુષ્ક હૃદય, અને રસિક સિદ્ધાંતોને ધારણ કરવાના, તત્તાત્પર્યાવબોધના સામર્થ્યનો જ અભાવ, ત્યાં આવા નિગૂઢ રહસ્યરૂપ પરમાપ્રાકૃત રસને હૃદયમાં સ્થિર કરવાનું બલ કયાંથી હોય ? કવિવર દયારામ કવે છે કે;—

'જે કોઇ પ્રેમી અંશ અવતરે;
પ્રેમરસ તેના ઉરમાં ઠરે.'

પુષ્ટિમાર્ગનાં ગંભીર રસમય તત્ત્વ સમજવાને સ્નેહાર્દ્ર ભાવભાવિત હૃદયની જેટલી યોગ્યતા છે, તેટલી યોગ્યતા શુષ્ક નિષ્ઠુર કઠોરતર્કાઘાતથી કઠિનતર બનેલાં હૃદયની નથી. તેવા હૃદયમાં

'પુષ્ટિ ભક્તિ સુધા'ની વૃષ્ટિ અસ્થાને છે, માટેજ તેવાઓ સાથે વાગ્વિલાસ કરવાની ઇચ્છા સહૃદય હૃદયો બહુધા રાખતા જ નથી. જેઓનું હૃદય પ્રભુ કૃપા માટે ચાતકવત્ તલસે છે, સર્વ નિયંતા જગદીશ્વર, સર્વ વ્યાપક પ્રભુ પ્રતિ પ્રેમમય શ્રદ્ધાથી કૃષ્ટ (ખેડાયલું) છે; તેવાઓને તો તે અમૃત કરતાં પણ અધિક રસાનંદ આપશે, પરંતુ શુષ્ક હૃદયને તે રસવૃષ્ટિ નિરર્થક છે. મેઘવૃષ્ટિ ઉષર ભૂમિને તરૂણાકુર બનાવવા અશક્તજ નિવડે છે. 'મરૂભૂમિમાં જલબિંદુ! ચંદ્રકિરણચુંબિત છતાં શશિકાંતમાંથી પયઃસ્યંદન! વાલુકામર્દનથી સ્નેહસ્રોતસ્, એ સર્વ જનસમુદાયના અનુભવમાં નથી, માટે જડ હૃદયોએ આ માર્ગના સિદ્ધાંતપ્રતિ ઔદાસીન્યજ યુક્ત છે. અનધિકારી ઉપહાસપાત્રજ થાય છે.

આ પ્રકારે અયોગ્ય સૃષ્ટિને યોગ્ય સૂચના કરીને તે સૂચનાની હેતુગર્ભિતતા અને સમૂલતા જણાવવા નીચે દૃષ્ટાંત આપવામાં આવે છે.

## द्वेषमूलक भ्रान्तवाद.

આ દૃષ્ટાંતથી વાચકગણ અજ્ઞાત તો નહિજ હોય. એના નાયક–સૂત્રધાર, પોતાના નિરાકાર ઇશ્વર પાસેથી સર્વશાસ્ત્ર, સર્વ ધર્મ, સર્વમતમતાંતરોની નિંદા કરવાનું લાયસન્સ મેળવી આવેલા, દયાનંદજી જ છે. તે પોતાનું નામ ચિરકાલ સુધી પ્રસિદ્ધ રાખવા 'આર્યસમાજ' નામની સંસ્થા સ્થાપી ગયા છે, જે સંસ્થા પણ તેના નાયકે બતાવેલી દિશામાં જ વિચરે છે. દયાનંદજીએ પોતાનું પાંડિત્ય દર્શાવવા 'સત્યાર્થ પ્રકાશ' (કહો કે સત્યાનાશાર્થ પ્રકાશ!) નામનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. કોઈ પણ શાસ્ત્ર, કોઇ પણ મત એવું નહિ હોય જે તે ગ્રંથમાં દયાનંદજીની લેખિની–કૃત્યાનો ભોગ ન થયો હોય. આપણે અત્ર સર્વ મતમતાંતરો સાથે તેમણે કરેલા વાગ્યુદ્ધનું કંઇ કામ નથી; પણ આપણા શ્રીમદાચાર્યજીના સિદ્ધાંત પ્રતિ તેણે જે પ્રાગલ્ભ્ય પ્રકટ કર્યું છે, તેની જ સમાલોચના કરીને વિરમીશું.

મ. દયાનંદે આ માર્ગની સમીક્ષા કરતાં પહેલાં શ્રીમદ્વલ્લભાચાર્યજી માટે જે અપશબ્દો વાપર્યા છે તે કોઇ પણ શિષ્ટના મુખમાં શોભે તેવા નથી. શ્રીમદાચાર્યજીના વિશુદ્ધ ચારિત્ર્યને પણ મનશ્ચાંચલ્યને વશ થઇને તેણે ગમે તેમ ચિત્રી માર્યું છે.

આ માર્ગના સિદ્ધાંતમાં પ્રવેશ થવો કઠિન હોવાથી આજ સુધીના તમામ શત્રુઓએ આ માર્ગને નિર્મૂલ કરવાને 'બ્રહ્મ સંબંધ' અને 'સિદ્ધાંતરહસ્ય,' એ બંને વિષયને શસ્ત્ર બનાવીને દૂષણારોપ કરવાનો પ્રયત્ન ચાલુ રાખ્યો છે. ઉપરના બંને વિષયના ગૂઢ-અર્થમાં વિપરીત ભાવ કરીને તેમાંના મુખ્ય પાઠોને પણ તિલાંજલિ આપીને જેમ આ માર્ગને વિશેષ દૂષણ લાગે તેવા પાઠો કલ્પીને, માત્સર્યયુક્ત આધુનિકો અર્થનો અનર્થ કરે છે. દયાનંદ પણ આજ પરિસ્થિતિમાં પૂર્ણ ફસાયો છે. ઈર્ષ્યા નદીના સવેગ પ્રવાહમાં તેનું મન આક્રાન્ત થઇ ગયું છે તેણે પોતાની નિષ્પક્ષપાતિની બુદ્ધિનો ત્યાગ કર્યો છે. દયાનંદે યોજેલા અધમ શબ્દો ઉપર લક્ષ ન આપતાં તેણે જે આક્ષેપો કર્યા છે, તેનેજ તારવી લઇને, તેની જ સમીક્ષા કરીશું. તેણે સિદ્ધાંતરહસ્યના એકે એક શ્લોક ઉપર નીચે પ્રમાણે આક્ષેપો કર્યા છે.

પ્રથમ શ્લોકમાં આચાર્યશ્રી શ્રાવણકૃષ્ણ એકાદશીની મધ્યરાત્રિએ પોતાને પ્રભુદર્શન થયાનું જણાવે છે; તેના સંબંધમાં દયાનંદ પ્રશ્ન કરે છે કે;–'શ્રીકૃષ્ણના દેહાંત થયાને કાંઇક પાંચ સહસ્ર વર્ષ વીત્યાં છે, તે કૃષ્ણ વલ્લભની સાથે શ્રાવણ અર્ધરાત્રિએ કેવી રીતે મળી શકયા ?'

આનું સમાધાન નીચે પ્રમાણે છે.શ્રીકૃષ્ણ અને તેમના દેહ એવી ભિન્ન વ્યવસ્થા જ પ્રથમ તો ભ્રમપ્રચુર છે. શ્રુતિ કહે છે કે;—

**कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकः ।**
**तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

**અર્થઃ**—કૃષ શબ્દ સત્તાવાચક છે, અને ણ શબ્દ સુખ-

વાચક છે, તે બંનેની એકતા અર્થાત્ સદાનંદ, પરંબ્રહ્મ કૃષ્ણ કહેવાય છે. કૃષ્ણ એટલે સચ્ચિદાનંદ સ્વરૂપ પરબ્રહ્મ. લોકમાં પાંચભૌતિક દેહ અને સચ્ચિદ્રૂપ, તિરોહિતાનંદ જીવ પૃથક્ છે, માટે અમુકનો દેહ એવી વ્યવસ્થા ઘટે, પણ પ્રભુના દિવ્ય સ્વરૂપમાં તેવું નથી. પ્રભુ અને પ્રભુના દેહ સર્વ સદ્રૂપ ચિદ્રૂપ અને આનંદરૂપ જ છે. જ્યાં જુઓ ત્યાં આનંદ, હસ્ત આનંદ, ચરણ આનંદ, સર્વ અવયવો આનંદરૂપ જ. ભક્તના હૃદયમાં જેવું સ્વરૂપ દૃઢ છે, જે સ્વરૂપે તેને ઉદ્ધારવાની ઇચ્છા કરી રાખી છે, તે સ્વરૂપે, તેવા આકારે તેની પાસે પ્રકટ થાય છે. જેમ સાકરના પૂતળામાં સાકર વિના બીજું કાંઇ છે જ નહિ, તેમ પ્રભુમાં આનંદ વિના અન્ય કંઇ છે જ નહિ. વેદ જે 'સાકાર' કહે છે, તેનો અર્થ પણ 'આનંદાકાર' જ થાય છે. આ સ્વરૂપનો અનુભવ કરવા દયાનંદ સમર્થ ન હોય તો તેનો ઇશ્વર નિરાકાર હોવાથી તેને આકાશમાં હવાના બાચકા જ ભરવાના છે!! આપ શ્રીમુખે આજ્ઞા કરે છે છે;—

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ॥**
**परं भावमजानन्तः * * ***
**न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥**

* * * *

**जन्म कर्म च मे दिव्यम् ॥**

**અર્થ:**—"મારા ઉત્કૃષ્ટ ભાવને નહિ જાણનારા મૂર્ખ લોકો મને મનુષ્યનું શરીર ધારણ કરનાર સમજે છે." "મને જે (વસ્તુત) જાણતા નથી, તે તત્ત્વથી ભ્રષ્ટ થાય છે."

"મારો જન્મ, મારાં કર્મ દિવ્ય છે."

દયાનંદે ગીતાનાં આ વાક્યો કદાપિ નહિ જોયાં હોય, કારણ કે તે કેવળ વેદની સંહિતાને જ પ્રમાણ લેખે છે. સમગ્ર વેદ માન્ય હોય તો **आनन्दरूपममृतं** ઇત્યાદિમાં શ્રીકૃષ્ણની સાકાર આનંદમયતા કેમ ન અનુભવે ?

ઉપર પ્રમાણે શ્રીકૃષ્ણના દિવ્ય ષડૈશ્વર્યસંપન્ન સ્વરૂપનો નિશ્ચય કર્યા પછી પુનઃ તેના નિત્યત્વના નિશ્ચયનો પૃથક્ ઉલ્લેખ કર્તવ્ય નથી. દયાનંદ કહે છે કે, દેહાંત થયો! પણ નિત્યનો અંત કેમ થાય?

ઉપર પ્રમાણે પ્રભુના સ્વરૂપવિષયક વિચાર કરીને ભક્તને થતા અનુભવ સંબંધે કંઈક લખીશું. પ્રભુ ભક્તને પ્રત્યક્ષ થાય, છે, **कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षत** ભક્તિથી પ્રભુનાં દર્શન થાય છે, અન્યથી નહિ, એમ તો વેદ પણ કહે છે. **नायमात्मा०** ભગવાન્ સ્વતઃ પણ આજ્ઞા કરે છે કે—

**नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।**

**शक्य एवंविधो द्रष्टुं * ***

**भक्त्या त्वनन्यया शक्यः * ***

**ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥**

અર્થઃ—"વેદથી, તપથી, દાનથી, યજ્ઞથી, આ પ્રમાણે જોવાને હું શક્ય નથી."

"અનન્ય ભક્તિવડે તો જોવાને શકય છું."

'જે મને ભક્તિથી ભજે છે, તે મારામાં છે, અને હું તેમાં છું.'

આ પ્રમાણસંદોહથી નિશ્ચય થાય છે કે, અનન્ય ભક્તને પ્રભુને પ્રત્યક્ષ કરવામાં કંઈપણ પ્રયાસ પડતો નથી.

દયાનંદ પોતે પણ યોગથી ઈશ્વરનો સાક્ષાત્કાર તો માને જ છે. યોગીને યોગથી સાક્ષાત્કાર થાય તેમ આર્ત ભક્તને ભક્તિયોગથી પૂર્ણ પુરૂષોત્તમનો સાક્ષાત્ સંસ્પર્શ પણ થાય. વસ્તુતઃ **नैषा तर्केण मतिरापनेया अलौकिकास्तु ये भावा न तांस्तर्केण योजयेत्** 'અલૌકિક ભાવોને તર્કો સાથે જોડવા નહિ.' એ શાસ્ત્ર પણ તર્કની અપ્રતિષ્ઠા જ સૂચવે છે. અલૌકિક ભગવદ્દર્શનમાં દયાનંદીય તર્કનો અવકાશ નથી એમ શ્રુતિ પણ વદે છે.

બીજા શ્લોકની સમીક્ષા કરતાં દયાનંદે પોતાનું બોધદારિદ્ર્ય જ દર્શાવ્યું છે, અથવા પોતાની દ્વેષવૃત્તિ તૃપ્ત કરવા વ્યર્થ તર

કૂડીઆં માર્યા છે. આ શ્લોકનો અર્થ શું છે, અને ભોળાઓને ભરમાવવા શું લખ્યો છે.

તે લખે છે કેઃ—'જે ગુંસાઇંઓનો ચેલો થાય છે અને તેને સર્વ પદાર્થનું સમર્પણ કરે છે, તેના સર્વે દોષોની નિવૃત્તિ થઈ જાય છે.'

તટસ્થ વિચારકો ! આ નવા યુગના 'મહર્ષિ'ના મહાત્કાર્યો(!) જુઓ. અવલોકો, તેના હૃદયની દ્વેષાવિષ્ટતા ! ઓળખી લો, તેની સત્યગોપન શક્તિને ! ક્યાં શ્લોકનો હૃદયંગમ ભાવાર્થ અને ક્યાં તેની થતી નિર્દય હત્યા બતાવતો કલ્પિત સ્વાર્થાર્થ ! શ્લોકનો ભાવાર્થ તો એવો છે કે, નિર્દોષ, પૂર્ણગુણયુક્ત **બ્રહ્મ**ના સંબંધ થવાથી સર્વેના દેહ અને જીવના સર્વ દોષો નિવૃત્ત થાય છે. આમાં કયે ઠેકાણે ગોસાંઈના ચેલા થવાની અને તેને બધું સમર્પવાની વાત આવી ? આ તે દયાનંદની સમીક્ષા કે સમીક્ષકસમદૃષ્ટિની પરીક્ષા !

વળી દયાનંદ દ્રવે છે કે, ( શિલાજીત ન માની બેસતા. ) 'ચેલાચેલીના સર્વ દોષ નિવૃત્ત થઇ જાય તો રોગ દારિદ્ર્યાદિ દુઃખોથી પીડિત કેમ રહે ?'

સંક્ષિપ્ત, પ્રકરણગ્રંથ સંપ્રદાયના સિદ્ધાંતો જેના મનમાં રમી રહેલા હોય તેવાઓને જ આનંદદાયક છે. જેને તેનો લેશ પણ સ્પર્શ નથી તેવાઓને અને તે ઉપર અશ્રદ્ધા રાખનારાઓને તો કવચિત્ તે અનેકાનર્થોત્પાદક થઇ પડે છે. માટે તેણે મૂલ ગ્રંથ સાથે તેની ટીકા પણ અવલોકવી, તેના ભાવાર્થને હૃદયમાં સ્થિર થવા દેવો, એકદમ ન્યાયાધીશ બની જવું નહિં.

ભગવત્સ્વરૂપમાંથી વ્યુચ્ચરિત દૈવશિરોમણિ પુષ્ટિસ્થ ભક્તને બ્રહ્મસંબંધ થયા પછી પાપરોગાદિ ઉપદ્રવનો સંભવ જ નથી એમ સાક્ષાત્ આચાર્યશ્રી જ અન્યત્ર આજ્ઞા કરે છેઃ—

**भगवत्सेवका ये तु कथंचिद्भ्रमतां गताः ॥**
**सर्वात्मना पापनाशस्तेषामेव भवेद्ध्रुवम् ॥**

**અર્થઃ**—પૂર્વે ભગવત્સેવક હોય અને કારણવશાત્ અત્ર આવ્યા હોય, ( તેમને માટે જ આ માર્ગ છે, ) બ્રહ્મસંબંધકરણથી

તેવાઓનાજ સર્વ પાપો નિવૃત્ત થાય છે. વળી આચાર્યશ્રી આજ્ઞા કરે છે કે:—

**न ते पाषण्डतां यान्ति न च रोगाद्युपद्रवाः ॥**

**અર્થ:**—'પુષ્ટિસ્થ ભક્તો પાખંડને પ્રાપ્ત થતા નથી, અને **રોગાદિ ઉપદ્રવો તેઓને નડતા પણ નથી.'**

પરંતુ આ સર્વ વાંચવાનો શ્રમ દયાનંદજી શા માટે લે? તેવો પ્રયાસ તો છિદ્રાન્વેષણાતુરોના કર્તવ્યની બાહાર છે. જેને રોગાદિ ઉપદ્રવો થાય છે, તેને બ્રહ્મસંબંધ થયાનું કયા ગ્રંથમાં છે? કોઇ તસ્દી લે છે જોવાની કે બતાવવાની? બ્રહ્મસંબંધનો મંત્ર ભણી જવાથી બ્રહ્મસંબંધ થતો નથી, પરંતુ તેમાં ઉપદિષ્ટ પ્રકારે સર્વ પદાર્થ પ્રભુને નિવેદન કરવાથી બ્રહ્મસંબંધ થાય છે. બ્રહ્મસંબંધ થયા પછી પણ કેવી વૃત્તિ રાખવી તે શ્રીમદાચાર્યચરણે છેલ્લા પાંચ શ્લોકમાં સ્પષ્ટજ કહ્યું છે.

તૃતીય શ્લોકમાં દોષના વર્ણન સાથે તેનો અસ્વીકાર કર્યો છે. આ પાંચ દોષોનો અર્થ શું છે, અને તેનો દયાનંદ કેવો દુરર્થ કરે છે, તે વાચકોએ તેના સત્યાનાશાર્થપ્રકાશમાં જોઈ લેવો. દયાનંદે આ શ્લોકના અર્થને મારીમચડીને બળાત્કારે આ માર્ગને પરદારાભિમર્શનાદિ ગર્હ્ય દૂષણોથી દૂષિત કરવા પ્રયત્ન કરેલો છે. દયાનંદે તે દોષ પણ એવી ભાષામાં રજુ કરેલો છે કે, તેનો એક પણ શબ્દ કોઇ પણ શિષ્ટ ઉચ્ચારતાં લજ્જા પામે. એવા બીભત્સ શબ્દોથી ભરેલા વિચારોનો અત્ર ઉલ્લેખ કરવા અમે યોગ્ય ધારતા નથી. માટે તેનું દર્શન વાચકોને ન કરાવતાં તદ્દર્શનાનંદના પાનમાં દયાનંદનેજ નિમગ્ન થવા દઇશું વાચકે આ શ્લોકનો ઉજવળ અર્થ ગ્રંથમાંજ અવલોકવો, જેથી દયાનંદે લખેલા અર્થનું અસત્યત્વ ખુલ્લું પડી જશે.

ચતુર્થ અને પંચમ શ્લોકમાં પ્રભુને સમર્પ્યા વિના કોઈપણ પદાર્થને પોતાના ઉપયોગમાં લેવાનો સાગ્રહ નિષેધ કર્યો છે. અર્ધો ઉપયોગમાં લીધા પછી પણ પદાર્થ બ્રહ્મને સમર્પાય નહિ.

આ અર્થને પણ દયાનંદે પૂર્વોક્ત દિશામાં જ ઉતારેલો છે, માટે તેના અનુવાદમાં કાલક્ષેપ ન કરતાં અમારા વક્તવ્યનો જ આવિષ્કાર કરીશું.

સર્વ વસ્તુ પ્રભુને સમર્પ્યા વિના, તેને પ્રભુની બનાવ્યા વિના, સ્વોપયોગમાં લેવી નહિ. લગ્ન કરીને સ્ત્રી પણ પ્રભુને સમર્પવી, અર્થાત્ પ્રભુની સેવામાં તેનો વિનિયોગ કરવો.

આ સર્વ લૌકિકમાંથી આસક્તિ છોડાવવાનો સ્તુત્ય પ્રયત્ન છે. સ્ત્રીપુત્ર વગેરેમાં થતી લૌકિકાસક્તિ છોડાવીને, લૌકિક પદાર્થ ઉપરના પ્રેમનો પરાભવ કરીને, દિવ્ય આનંદ રસાત્મક પ્રભુમાં તેમના પ્રેમને સ્થિર કરવા-કરાવવાનો અનુપમ માર્ગ છે. લૌકિક સ્ત્રીપુત્રાદિને લક્ષ્યને પોતાની રગેરગમાં વ્યાપેલી મમતાનો પરિહાર કરવાનો સુતર ઉત્તમોત્તમ ઉપાય છે. પણ ભક્તિમાર્ગની આ ઝલકતી મર્યાદાની પરાકાષ્ઠાનું તત્ત્વ કોણ સમજે ? ગીતામાં આ તત્ત્વનું પ્રભુ શ્રીમુખથી કથન કરે છે:—

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।
तत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

* * * *

ये तु सर्वाणि कर्माणि मयि सन्न्यस्य मत्पराः ॥
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥
तेषामहं समुद्धर्ता मृत्यु संसारसागरात् ॥

* * * *

मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥

**અર્થ**:—'જે કરે છે, જે ભોગવે છે, જે હોમે છે, જે આપે છે, જે તપ કરે છે, તે (સર્વ) હે કૌન્તેય! મને અર્પણ કરી દે. 'જે લોકો સર્વ કર્મનો સંન્યાસ (ત્યાગ) મારામાં કરી મન્નિષ્ઠ થાય છે, અનન્યયોગથી મારૂં ધ્યાન કરે છે, મને ઉપાસે છે, તેનો મૃત્યુસંસારસાગરથી ઉદ્ધારનાર હું છું.

'જે મને મન અને બુદ્ધિ અર્પણ કરે તે મારો ભક્ત મને પ્રિય છે.'

'જગન્માન્ય' ગીતામાં આ વાક્યો વાંચવાનો શ્રમ લેનારને હવે બ્રહ્મસંબંધનું તાત્પર્ય સમજાશે. વસ્તુસ્થિતિ આ છે, છતાં મ. દયાનંદજી લખે છે કે, 'એ તો ગુંસાંઇઓએ પોતાને બધું સમર્પવાનું લખ્યું છે. ધન્ય છે! મહાશયજી! **किमवाच्यं दुरात्मनाम्? 'एकां लज्जां परित्यज्य सर्वत्रविजयी भवेत्'** એ ન્યાયનું આશ્રયણ જ આપને યોગ્યતાવહ થઈ પડયું લાગે છે.

ષષ્ઠ અને સપ્તમ શ્લોકમાંના તાત્પર્યને સમજ્યા વગર જીભ્હાને ગમે તેમ જવા દીધી છે, તે પણ ઉપેક્ષ્ય જ છે. પોતાના મતથી વિરૂદ્ધ વેદ વગેરેને અને ઇતિહાસ પુરાણોને તિલાંજલિ આપનાર મનુષ્ય અન્યના તાત્પર્યને સમજ્યા વગર ઉપહાસ કરવા ઉદ્યુક્ત થાય, એ ઉદ્ધતતા જ છે.

છેલ્લા શ્લોકમાંના ગંગાદૃષ્ટાંતના મર્મને સમજ્યા વિના પૂર્વવત અત્ર પણ ભ્રમચક્રમાં જ વિચરવું દયાનંદે કાયમ રાખ્યું છે.

**श्रीमदाचार्यकृपया व्यपयातस्तलातले ॥**
**वावदूकदयानन्दमन्दवाग्दो विहाय गाम् ॥**

## विज्ञापनापूर्वक उपसंहार.

આ ગ્રંથની બે ટીકા ઉપલબ્ધ થઈ છે. ૧. શ્રીગોકુલનાથજીકૃત, ૨. શ્રી પુરૂષોત્તમજીકૃત. પ્રથમ ટીકાની એક પ્રત ભગવચ્છાસ્ત્રનિષ્ણાત શાસ્ત્રી મગનલાલ પાસેથી મળેલી છે. આ પ્રત કેટલેક ઠેકાણે અશુદ્ધ છે, તથાપિ એટલી અશુદ્ધ નથી કે અર્થ દુરવગમ થઈ પડે. બીજી ટીકાની એક પ્રત વૈષ્ણવ પરિષત્કાર્યાલયમાંથી અને વૈષ્ણવ મુરલીદાસ પાસેથી મળી છે. તે બંને વિશેષ અશુદ્ધ છે આમ છતાં પણ મને તો સંદિગ્ધ સ્થલે નિઃસંદિગ્ધ કરવામાં પ્રભુકૃપાથી સુયોગ્ય સાધન પ્રાપ્ત થયું હતું. બનતાં સુધી સંદેહ નિરાસ કરવાનો પ્રયાસ કર્યો છે, છતાં સ્ખલનાદિક સ્વાભાવિક દોષો ક્ષંતવ્ય જ ગણાશે. ભાષા પણ સરલ જ રાખી છે. ઉભય ટીકાકારોના ગ્રંથદ્વયનું

ક્રમશઃ મતભેદ પ્રદર્શનપૂર્વક ભાષાંતર ન કરતાં બંનેના તાત્પર્યાર્થને મેળવી કથનીય ભાવાર્થને 'રહસ્ય'ના રૂપમાં યોજ્યો છે. વળી ગુર્જર ભાષાના પ્રવાહમાં ગૈર્વાણીવાણીસ્થ પ્રમાણોપન્યાસ કેટલાક વાચકોને અરૂચિકર થઈ પડે છે, તેથી પ્રમાણ સમુદાયનો અર્થ ભાષાંતરમાં જ યોજી તેનો મૂલ પાઠ નીચે નોટમાં આપ્યો છે.

આ ગ્રંથમાલાના પૂર્વે પ્રસિદ્ધ થયલા ગ્રંથોનાં ભાષાંતર સંપ્રદાયના રહસ્યના વેત્તા અનુભવી શાસ્ત્રી વે. શા. સં. રા. રા. છગનલાલ અમરજીને હસ્તે લખાયલાં છે, અને આગળનાં પણ લખાશે. હું નથી 'શુદ્ધાદ્વૈતસિદ્ધાંત પંડિત' નથી મહા સમર્થ વિદ્વાન, કે નથી સંપ્રદાયના સર્વ રહસ્યોના જ્ઞાતા. હું તો ફક્ત અધ્યયન કરૂં છું. મારો આ પ્રયાસ પ્રથમજ કહી શકાય.

આ કારણોથી પૂર્વોક્ત શાસ્ત્રીની તુલનામાં આ પ્રયાસ પર્યાપ્ત ન થાય એ સ્વાભાવિક છે, તથાપિ **नदी मुखे नेव समुद्रमाविशत्** એ ન્યાયે થોડું ઘણું પણ સાર્થક્ય થશે તો પ્રયત્ન સાફલ્ય માનીશ. આ પ્રયત્નમાં કંઇ પણ સંતોષજનક દેખાતું હોય તો તેમાં પણ મને અલૌકિકભગવચ્છાસ્ત્રાધ્યાપક મગ્નલાલ શાસ્ત્રીજીના ઘટિદ્વયના સહવાસ જ ફલ્યો છે, એમ વાચકોએ માનવું.

ગ્રંથ પ્રાકટ્યકર્તા રા. રા. ત્રિભુવનદાસભાઇ તરફથી આ કાર્ય ઘણા લાંબા સમયથી મલ્યું હતું, છતાં વિલંબ થયો છે, તેને ભગવદીયો ક્ષંતવ્ય ગણશે.

**वहेयुः स्वं धर्मं कथमितरसम्बन्धरतिहं ?**
**सहेयुः पारुष्यं कथमसुरसम्बन्धिवचसाम् ? ॥**
**दहेयुः स्वान्दोषान कथमिह विना साधनबलम् ?**
**भवेदाविर्भावो यदि न स्तुति वागीश ! भवतः ॥**

**श्रीहरिरायचरणाः**

**મુંબઇ**
**વલ્લભાબ્દ ૪૩૫.**

આચાર્યચરણપરાગાનુરાગી,
**વસંતરામ હરિકૃષ્ણ ભટ્ટ.**

॥ श्रीकृष्णायनमः ॥

॥ श्रीगोपीजनवल्लभायनमः ॥

॥ श्रीमदाचार्यचरणकमलेभ्योनमः ॥

श्रीमद्वल्लभाचार्य प्रकटितं

# ॥ सिद्धान्तरहस्यम् ॥

પ્રભુ તો પોતે એકજ છે, વ્યાપક છે; છતાં જગત્ વગેરે વિવિધ સ્વરૂપે કેમ થાય છે? તેનું કારણ શું? આ પ્રશ્ન ઉપર વિચાર ચલાવવામાં મનુષ્ય બુદ્ધિના અવનવા તર્કો કંઇ સાધનરૂપ થઇ પડતા નથી. ઉપરના પ્રશ્નનું સમાધાન જાણવા માટે ભગવતી શ્રુતિજ શરણ છે. તો હવે શ્રુતિજ ઉપદેશે છે કે;–'હું[1] એક છું, છતાં બહુ સ્વરૂપે થાઉં.' અર્થાત્ પ્રભુના બહુસ્વરૂપ થવામાં કંઈ બીજું કારણ નથી; એ તો પ્રભુની ઇચ્છાનેજ આધીન છે. પ્રભુ બહુ સ્વરૂપે થવાની ઇચ્છા શામાટે કરે? એનું પણ રહસ્ય શ્રુતિજ સમજાવે છે. પ્રભુ પોતે એકલાજ કંઈ રમણ કરે નહિ; પણ બીજો બધો પરિકર હોય તો રમણ કરે. આવી મૂલ ઇચ્છાને લઇને પ્રભુ બહુસ્વરૂપે થાય છે. શ્રુતિયે વર્ણવેલાં આ ઉજ્વલ તાત્પર્ય ઉપર આપણા સિદ્ધાંતોનો મોટો આધાર છે. જે જે કંઇ થાય છે, તે પ્રભુની ઇચ્છાથીજ થાય છે; એમાં બીજું કોઈ નિયામક નથી. માટેજ ભગવદ્રસનિમગ્ન શ્રીહરિરાયજી આજ્ઞા કરે છે કે;–'આ[2] માર્ગમાં પ્રભુની ઇચ્છાજ સર્વ સ્થળે કારણ છે.' આ શ્રુત્યુક્ત મંતવ્યને આધારે આ પુષ્ટિમાર્ગ પણ પ્રભુની ઇચ્છાથીજ પ્રકટ થયલો છે,

---

१. एकोऽहं बहुस्याम् ।

२. अस्मिन् मार्गे प्रभोरिच्छामात्रं सर्वत्र कारणम् ।

એમ નિઃસંદિગ્ધ કહેવામાં કંઈ હરકત નથી. આ માર્ગમાં પ્રભુની ઇચ્છા કેવી છે, અને કેવી ઇચ્છાને લઈને આ માર્ગ પ્રકટ થયલો છે, એનું સ્વરૂપ શ્રીગોકુલેશજી સ્પષ્ટ કરે છે.

શ્રીગોકુલાધીશ (શ્રીકૃષ્ણ) પ્રભુની એવી ઇચ્છા થઈ કે અત્યંત પ્રિય પુષ્ટિમાર્ગ (જેને પ્રથમ પ્રકટ કરવાનું માન શ્રીવ્રજસીમંતિનીયોનેજ ઘટે છે.) ફરી એક વખત પ્રકટ થાય તો સારૂં. પ્રભુએ પોતાની ઇચ્છા પૂર્ણ કરવા વિચાર કર્યો કે આ માર્ગને પ્રકટ કરવાનું સામર્થ્ય કોનામાં છે? વિચાર કરતાં સમજાયું કે, આ માર્ગને પ્રકટ કરવાનું સામર્થ્ય તો સ્વમુખારવિંદરૂપ શ્રીમદાચાર્યજ ધરાવે છે, ઇતરમાં એવું સામર્થ્ય સંભવતું નથી. પછી આપે આચાર્યશ્રીને પુષ્ટિમાર્ગ પ્રકટ કરવા આજ્ઞા કરી. આચાર્યશ્રી પણ પ્રભુના અભિપ્રાયને સમજીને આજ્ઞાનુસાર ભૂતલમાં પ્રકટ થયા. પ્રકટ થઈને પુષ્ટિમાર્ગને પ્રકટ કર્યો. પુષ્ટિમાર્ગ એટલે શું? તેમાં રહેલી ભક્તિનું રહસ્ય કેવું છે? અને તેમાં સેવ્ય કોણ છે? વળી સેવાનો પ્રકાર કેવો છે? આ બધું પ્રમાણોના આધાર સાથે–(નહિ કે મનઃકલ્પિત) બતાવ્યું, અને તેની સાથે પૂજામાર્ગથી આ માર્ગ કેટલો વિલક્ષણ છે, એ પણ પોતે સ્પષ્ટ ઉપદેશ્યું. વળી દરેક માર્ગમાં ચાર પુરૂષાર્થ, વિવેક, ત્યાગાદિ હોય છે, તે બધાનો આ માર્ગ સાથે ભેળસેળ થવાનો પ્રસંગ ન આવે માટે આ માર્ગમાં પુરૂષાર્થ વગેરે બીજા પૂજામાર્ગથી વિલક્ષણ છે, અને તેજ શાસ્ત્રયુક્ત અને હૃદયને પ્રિય થાય તેવા છે; એમ પ્રકટ કર્યું. આટલું છતાં હજુ પણ એક અસંતોષનું બીજ આચાર્યશ્રીના મનમાં રહ્યું. તે એજ કે જેમ પૂજામાર્ગમાં પૂજા માટે અમુક દોષની નિવૃત્તિ થવા કર્મ બતાવ્યાં છે, તેમ આ માર્ગમાં હજુ સુધી પ્રકટ નથી થયું મતલબ કે પૂજામાર્ગમાં પૂજા કરવા માંડ્યા પહેલાં અમુક દોષોની નિવૃત્તિ માટે અમુક કર્મો બતાવ્યાં છે. તેમ આ માર્ગના સેવ્ય, સેવા વગેરે સર્વ ઉપદેશ્યું, પણ દોષનિવૃત્તિનો ઉપાય એકે પણ સૂચવ્યો નહિ.

**રહસ્યઃ**—આ માર્ગમાં પૂજામાર્ગની પેઠે [1]મૂર્તિપૂજા કરવામાં આવતી નથી; પરંતુ સાક્ષાત્ આનંદમય પ્રભુની સેવા કરવામાં આવે છે. આપણા માર્ગમાં જે સેવ્ય છે, તેનું સ્વરૂપ શ્રુતિ વગેરે નીચે મુજબ વર્ણવે છે.

"જે [2]મહાન્ છે, તે સુખસ્વરૂપ છે.' " [3]કૃષ્ણશબ્દમાં 'કૃષ્' શબ્દ સત્તાને સૂચવે છે, અને 'ણ' શબ્દ સુખને જણાવે છે. તે બંનેની એકતા તેજ **પરંબ્રહ્મ શ્રીકૃષ્ણ** કહેવાય છે."

"નારદપંચરાત્ર"માં પણ પ્રભુના સ્વરૂપનો પરિચય કરાવવામાં આવ્યો છે. " [4]ભગવાન્ કોઇ પણ દોષથી રહિત પૂર્ણગુણયુક્ત શરીરવાળા છે. સ્વતંત્ર છે. વળી ચેતનરહિત શરીરના ગુણો તે પ્રભુમાં નથી. ( લૌકિક ગુણથી રહિત છે. ) પ્રભુના હસ્ત, ચરણ,

---

૧. મૂર્તિપૂજા એટલે દેવ ઉપર શ્રદ્ધા થવા માટે અમુક આકારની કરવામાં આવતી પૂજા તે પૂજા મૂર્તિને ખાસ દેવ માનીને કરવામાં આવતી નથી; પણ દેવ તો એથી જુદા છે, અને આ તો તેના ઉપર શ્રદ્ધા થવા માટેજ કરવામાં આવે છે. વળી વારંવાર પૂજા કરતી વખતે દેવ કંઇ નાસી ગયા હોય એમ તેમને બોલાવવામાં આવે છે. અને પછી પાછા વિદાય કરી દેવામાં આવે છે! દેવને વિદાય કરવા અને પાછા બોલાવવા એ ઉપરથીજ મૂર્તિને દેવસ્વરૂપ માનવામાં નથી આવતી એ મુદ્દાને ટેકો મલે છે. આ માર્ગમાં તેથી ઉલટુંજ છે. આ માર્ગમાં જેની સેવા કરવામાં આવે છે, તેને તેમની મૂર્તિ સમજીને નહિ, પરંતુ સાક્ષાત્ પ્રભુ સમજીને તેમને સેવા માટે ખાસ કરી બોલાવવામાં આવતા નથી, કેમકે એ તો સાક્ષાત્ બિરાજે છે. વળી તેમને વિદાય પણ કરી દેવામાં આવતા નથી. કેમકે સેવકોને તેમનો વિયોગ અસહ્ય લાગે છે. આ બંને માર્ગની વિલક્ષણતા લક્ષમાં રાખવી.

**૨. यो वै भूमा तत्सुखम् । छां. उ. प्र. ७. खं. २५.**

**૩. कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृति वाचकः । तयोरैक्यं परंब्रह्म कृष्ण इत्यभिधीयते ॥**

**૪. निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो निश्चेतनात्मक शरीर गुणैश्च हीनः ॥ आनन्दमात्र करपादमुखोदरादिः सर्वत्र च स्वगतभेदविवर्जितात्मा ॥**

મુખારવિંદ, ઉદર વગેરે સર્વ આનંદરૂપજ છે. (લોકની માફક પંચમહાભૂતનાં નથી.) વળી પ્રભુ સર્વત્ર [1]સ્વગતાદિ ભેદથી રહિત છે." શ્રીવ્યાસજીના [2]બ્રહ્મસૂત્ર ઉપરના ભાષ્યમાં પણ આચાર્યશ્રી આવોજ નિર્ણય કરે છે.

ઉપરના સર્વ પ્રમાણદલથી આ માર્ગમાં આનંદજ આકાર વાલા રસાત્મક પૂર્ણપુરુષોત્તમ શ્રીકૃષ્ણજ સેવ્ય છે.

હવે વિચાર કરવાનો કે, આપણા સેવ્ય પ્રભુ તો સર્વ દોષથી રહિત છે, અને સેવા કરનારા આધુનિકો તો કલિયુગના દોષથી દુષ્ટ છે, દોષથી ભરેલા છે, ત્યારે આવા દોષ દુષ્ટ જીવોની સેવાનો પ્રભુ અંગીકાર કેમ કરે? સેવાનું ફલ તો પ્રભુ સેવા અંગીકાર કરે તોજ કહેવાય. અને તે ફલ પ્રાપ્ત ન થાય તો સેવાને લઇને ઉપદેશાયલો ભક્તિમાર્ગ પણ કેમ સફલ કહેવાય? આ ચિંતા શ્રી મહાપ્રભુને પ્રાપ્ત થઈ. અને ક્ષણભર કંઇ તેવીજ ચિંતાતુર સ્થિતિમાં રહ્યા. શ્રીમદાચાર્ય ચરણની આ અવસ્થા જોઇને પ્રભુ શ્રી ગોકુલેંદુ આપ પોતેજ આનંદ સ્વરૂપ પ્રકટ થયા. પ્રકટ થઇને નિજ સેવામાં પ્રતિબંધ કરનારા દોષોની નિવૃત્તિ થવા માટે શ્રી મહાપ્રભુજીને અસાધારણ (ઘણુંજ મજબૂત) કારણ ઉપદેશ્યું. એ કારણની ખરી ખુબી તો એ છે કે, જીવના પહેલા કરેલા દોષોની નિવૃત્તિ કરીનેજ તે અટકતું નથી; પણ આગળ ઉપર સેવા કરતી વેળાએ તે કારણ દોષનો લેશ પણ સ્પર્શ થવા દેતું નથી. આચાર્યચરણ પ્રભુએ ઉપદેશેલું આ કારણ હૃદયમાં રાખીને વિચાર કરવા લાગ્યા કે, અમારા ભગવદીયો આ કારણ કેમ જાણે? વળી ભગવદુપદિષ્ટ રહસ્ય નિજજનો કેમ સમજે? આ આકાંક્ષાને પૂરી કરવા

---

૧. ભેદ ત્રણ જાતના છે. ૧. સજાતીય, ૨. વિજાતીય, ૪. સ્વગત. આ ત્રણે ભેદ પ્રપંચમાં સર્વત્ર છે. વૃક્ષમાં ત્રણ ભેદ રહેલા છે. જેમ આમ્રવૃક્ષમાં લીંબડાનો ભેદ. બીજો ભેદ પથરનો છે. ત્રીજો ભેદ પોતાનામાં રહેલાં પાંદડાં, પુષ્પ, શાખાઓ વગેરેથી છે.

૨. **मुक्तोपसृप्यव्यपदेशात्** એ સૂત્રમાં.

આચાર્યશ્રી ભગવદીયો ઉપર કૃપા કરીને ભગવદુક્ત ગૂઢ રહસ્યને શ્લોકમાં ગુંથે છે. તેમાં ભગવાને જે સમયે ઉપદેશેલું તે વખત માસ, પક્ષ, તિથિ સાથે જણાવે છે.

**मूलम्—श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ॥**
**साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥**

**સાન્વયપદાર્થઃ—श्रावणस्य** (શ્રાવણ માસના) **अमले** (શુકલે એવા) **पक्षे** (પક્ષમાં) **एकादश्यां** (એકાદશીમાં) **महानिशि** (મધ્યરાત્રિમાં) (**साक्षात्**) (સાક્ષાત) **भगवता** (ભગવાને) **प्रोक्तं** (ઉપદેશેલું) **तत्** (તે) **अक्षरशः** (અક્ષરે અક્ષર) **उच्यते** (કહેવાય છે.)

અક્ષરાર્થ:—શ્રાવણ માસના શુકલપક્ષમાં એકાદશીની મધ્યરાત્રિમાં સાક્ષાત ભગવાને ઉપદેશેલું તે અક્ષરેઅક્ષર કહેવાય છે.

રહસ્ય:—આ શ્લોકમાં માસ, તિથિ, પક્ષ અને સમય જણાવેલા છે, તેનું રહસ્ય આ છે. શરણાગત જીવના આધિભૌતિક, આધ્યાત્મિક અને આધિદૈવિક એ ત્રણે દોષનું નિવારણ કરવાનું સામર્થ્ય આગળ કહેવામાં આવનારા ઉપદેશમાં છે, એમ માસ વગેરે નિરૂપણનું ગૂઢ તાત્પર્ય છે. શ્રાવણ માસ શ્રવણ નક્ષત્રને લઇને કહેવાય છે.

"શ્રવણનક્ષત્ર વૈષ્ણવ છે.'[1] એ વાક્યથી શ્રાવણ માસ પણ વૈષ્ણવ થયો એટલે ભગવત્સંબંધિ થયો, માટેજ આ સ્થળે શ્રાવણ માસ છે. આ માસ મનુષ્યને પવિત્ર કરે છે. પક્ષ પણ શુકલ છે. જેમ શુકલપક્ષમાં ચંદ્રમા રોજ વધારે ને વધારે અંધકારનો નાશ કરે છે, તેમ અત્ર પણ શરણાગતના દોષનો તે પક્ષ નાશ કરે છે, એમ ભાવ નીકળે છે. શ્લોકમાં આચાર્યશ્રી **'शुक्लपक्ष'** એવું પદ નથી યોજતા; પરંતુ **'अमलपक्ष'** એમ યોજે છે. અમલ એટલે અંધકાર રહિત અથવા તો દોષ રહિત. આ સ્થળે અમલપદ હોવાથી ભગ-

---

૧. **श्रवणर्क्षं हि वैष्णवम् ।**

વાનના પક્ષના (ભગવદીયો) સર્વશઃ દોષ રહિતજ છે, એમ જણાય છે. આવી રીતે માસ અને પક્ષનો ભાવ કહ્યો. હવે બાહારના ભૌતિક દોષને હરનારી તિથી એકાદશી છે. તે દિવસે ઉપવાસ હોય છે, એટલે અગિયાર ઇંદ્રિયોના દોષને એકાદશી હરી લે છે. તેમજ એકાદશી આધ્યાત્મિક દોષનું હરણ કરે છે. સમય મહાનિશાનો (મધ્યરાત્રીનો) છે. પ્રભુ શ્રીકૃષ્ણ અંતરંગના ભકતજનોના ( ગોપીજનોના ) સર્વ પુરૂષાર્થ સિદ્ધ કરવાને અને તે દ્વારા સર્વ ગોકુલવાસિયોના પણ પુરૂષાર્થ સિદ્ધ કરવાને મધ્ય રાત્રિએ જેમ શ્રીગોકુલમાં પ્રકટ થયા હતા, તેમજ અત્ર પણ શ્રીકૃષ્ણ શ્રીઆચાર્યજી માટે અને તે દ્વારા સર્વ ભગવદીયોના સર્વ પુરૂષાર્થ સિદ્ધ કરવા પ્રકટ થયા. આવી રીતે બન્ને પક્ષની સરખામણી "મહાનિશા" શબ્દ કરી આપે છે. શ્રીમદાચાર્ય ચરણને જે વખતે ઉપદેશ થયો છે, તે સમય પણ મધ્યરાત્રિનોજ છે, અને પ્રભુના પ્રાકટયનો સમય પણ તેજ છે, માટે તે સમય સાધકજનના આધિદૈવિક દોષને પરિહરે છે. આ પ્રમાણે આવા માસ, તિથિ વગેરેના સંયોગોમાં પ્રભુએ પ્રકટ થઇને જે ઉપદેશ આપ્યો, તે ઉપદેશ સાધનરૂપ બની ભકતના ત્રણ દોષની નિવૃત્તિ કરે છે, એમ તાત્પર્ય છે. જેમ ભગવાને વ્યૂહ સહિત સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમરૂપે પ્રકટ થઈને ભકતના મનોરથ સંપૂર્ણ કર્યા, તેમજ અહિં પણ સાક્ષાત્ પ્રકટ થઇને આચાર્યશ્રીને ઉપદેશ આપ્યો છે. આચાર્યચરણ પણ તેટલા માટેજ શ્લોકમાં ઉપદેશે છે કે, "સાક્ષાત્ ભગવાને ઉપદેશેલું," એકલું "ભગવાને ઉપદેશેલું" ન કહેતાં "સાક્ષાત્ ભગવાને ઉપદેશેલું" એમ જે કહે છે, તેનો આશય આ છે.

ભગવાન્ જે કંઈ આજ્ઞા કરે તે સાક્ષાત્ જ કરે, એવો કંઈ નિયમ નથી. અર્થાત્ કોઇ વખતે પ્રભુ પોતે સેવકદ્વારા આજ્ઞા કરે છે, કોઈ વખતે [1]સ્વપ્નમાં પણ આજ્ઞા કરે છે, કોઈ વખતે આકા-

૧. કેટલાક ભ્રાંતો સ્વપ્નની કલ્પના કરે છે, તે આ ઉપરથી વ્યર્થ જ સમજવી.

શવાણી મારફત પણ જણાવે છે. મતલબ કે આવી રીતે પણ આજ્ઞા થયલી હોય તો તે ભગવદાજ્ઞા તો કહેવાય જ; પણ તે સાક્ષાત્ ન જ કહેવાય. આચાર્યશ્રીને તો સાક્ષાત્ થએલી છે, તેથી આપ "સાક્ષાત્ ઉપદેશેલું" એમ બેધડક કહે છે.

શ્લોકમાં 'प्रोक्तं' એ પદ છે. प्र (વિશેષ વાચક) उक्त (કહેલું) એ રીતે प्रोक्तं એટલે 'વિશેષ કહેલું' એકલું उक्तं (કહેલું) એમ ન કહેતાં 'प्र' (વિશેષ) એમ જે વધારે જોડવામાં આવે છે, તેમાં પણ મુદ્દા સમાયલો છે. પ્રભુ પોતે સ્વતઃ કૃપા કરીને જ પ્રકટ થયા છે, નહિ કે આચાર્યશ્રીની પ્રાર્થનાથી. માટે 'प्र' એ વધારે જોડવામાં આવેલ છે. સાક્ષાત્ ભગવાનનું કથન સર્વને બરોબર સમજાય નહિ—હૃદયને સંતોષ થાય તેમ સમજાય નહિ, પણ જો ભગવદ્વાક્યનો અર્થ કહેવામાં આવે તો તે સમજાય. માટે જ શ્રીઆચાર્યજી ભગવદ્વાક્યના અક્ષરાર્થના વિચારપૂર્વક ભગવન્મુખારવિન્દથી વાક્ય શ્લોકરૂપે પ્રકટ કરે છે. આ પ્રમાણે આ શ્લોકનું સામાન્ય વિવેચન છે.

દશદિગન્તવિજયી શ્રીપુરૂષોત્તમજી મહારાજ તો "મને આમાંથી કંઈ બીજું જ ભાસે છે," એમ કહી આ શ્લોકના રહસ્યને અન્ય દિશામાં ઉતારે છે.

શ્રીમદ્ ભાગવતના [1]એકાદશસ્કંધમાં ચાર ઠેકાણે સમર્પણનું નિરૂપણ કરવામાં આવ્યું છે. તેમાં પહેલું સ્થલ આ છે કે જ્યારે [2]નવ મહાત્માઓ નિમિરાજાના યજ્ઞમાં ગયા, તે વખતે નિમિરાજાએ ભાગવતધર્મ શું છે? એમ પ્રશ્ન કર્યો. તે પ્રશ્નને ઉત્તર પહેલા યોગીશ્વર કવિ આપવા લાગ્યા, કવિ સાૈથી પહેલાં ભાગવતધર્મનું

---

૧. આ વિષય સમજવા માટે એકાદશસ્કંધના ભાવાર્થનું સંપૂર્ણ અનુસંધાન થવું જોઈએ.

૨. ૧. કવિ, ૨. હરિ, ૩. અન્તરિક્ષ, ૪. પ્રબુદ્ધ, ૫. પિપ્પલાયન, ૬. આવિર્હોત્ર, ૭. દ્રુમિલ, ૮. ચમસ, ૯. કરભાજન.

લક્ષણુ બતાવે છે. '[1]પરમાત્માની પ્રાપ્તિ માટે ભગવાને જે જે ઉપાયો બતાવ્યા છે, તે હે રાજન્! સાક્ષાત્ અવિદ્વાન્ પુરૂષોને પણ હિતકારક છે, એમ સમજ.' ફરીથી તે મહાત્મા તેના માહાત્મ્યનું વર્ણુન કરે છે. 'હે [2]રાજન્! મનુષ્ય આ ભાગવતધર્મોના આશ્રય કરીને કોઈ પણ વખતે સ્ખલિત થતો નથી. આંખો મીંચીને દોડે છતાં, અથડાય પણ નહિ ને પડે પણ નહિ.' આ પ્રમાણે માહાત્મ્યનું વર્ણુન કરીને સર્વ ક્રિયાઓ પ્રભુને સમર્પવી, એમ કહે છે. '[3]શરીરથી, વાણીથી, મનથી, ઇંદ્રિયથી અથવા તો બુદ્ધિથી, આત્માથી, તેને અનુસરતા સ્વભાવથી, જે જે કંઇ પુરૂષ કરે છે, **તે બધું પરમાત્મા નારાયણુનેજ સમર્પવું.**'

આ પ્રમાણે સમર્પણુનું નિરૂપણુ કરીને પછીથી બીજા પણુ સાધનો ભક્તિપૂર્વક ભગવદ્ભજનાદિ બતાવીને છેવટે બે શ્લોકથી અનુક્રમે પ્રાપ્ત થતાં ચાર ફળ બતાવ્યાં છે. તે ચાર ફલ અનુક્રમે આ પ્રમાણે છે. ૧. ભક્તિ, ૨. વિરક્તિ, ૩. ભગવત્પ્રબોધ, ૪. પરમશાંતિપ્રાપ્તિ.

વળી ચતુર્થ મહાત્મા પ્રબુદ્ધે પણુ પોતાના કથનમાં નિવેદનને સ્થાન આપ્યું છે. પહેલાં અમુક ગુરૂ પાસે જઇ "[4]ભાગવતધર્મો શીખવા" એમ જણાવ્યું છે. પછી સત્સંગ કરવાનું કહ્યું. છેવટે નિવેદન ઉપદેશ્યું છે. "[5]પોતાને જે ઇષ્ટ હોય, પોતે જે આપ્યું હોય,

---

१. **ये वै भगवता प्रोक्ता उपाया ह्यात्मलब्धये । अञ्जः पुंसामविदुषां विद्धि भागवतान्हितान् ॥ ११. २. ३४.**

२. **यानास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित् । धावन्निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह । ११. २. ३५.**

३. **कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वानुसृतस्वभावात् । करोति यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयेत्तत् ॥ ११. २. ३६.**

४. **भागवतान् धर्मान् शिक्षेत् । ११. ३. २२.**

५. **इष्टं दत्तं तपो जप्तं वृत्तं यच्चात्मनः प्रियम् । दारान्सुतान् गृहान् प्राणान् यत्परस्मै निवेदनम् ॥ ११. ३. २८.**

જે તપ કર્યું હોય, જે જપ્યું હોય, જે કર્યું હોય, જે પોતાને પ્રિય હોય તે અને **સ્ત્રી, પુત્ર, ગૃહ, પ્રાણ** એ બધું પરમાત્માને નિવેદવું. આ નિવેદન ઉપદેશ્યા પછી ભાગવતધર્મની શિક્ષાનું ફળ પણ બતાવવામાં આવ્યું છે. તે ફલ ન તરી શકાય એવી માયાને તરી જવું તેજ. ભક્તોની દશાનો આબેહૂબ ચિતાર આપી ઉપદેશનો ઉપસંહાર કરવામાં આવ્યો છે.

હવે તેજ સ્કંધના ૧૧ મા અધ્યાય તરફ દૃષ્ટિ ફેરવો. ત્યાં શ્રીઉદ્ધવે ભગવાનને પ્રશ્ન કર્યો છે કે;–"જેનો[1] ઉપયોગ આપને વિષે જ થાય, એવી ભક્તિ કઈ છે? વળી કઇ ભક્તિનો સત્પુરૂષોએ સ્વીકાર કર્યો છે?" પ્રભુ પોતે શ્રીમુખથીજ આનો ઉત્તર આપે છે. "મારા[2] ચિહ્નવાળા મારા ભક્તનું દર્શન, સ્પર્શન, અર્ચન" એ શ્લોકથી આરંભિને આઠ શ્લોકથી ભક્તિનું સ્વરૂપ બતાવ્યું. તેમાંજ 'સર્વ[3] લાભને પ્રાપ્ત કરી આપનાર દાસભાવથી **આત્મનિવેદન**' પણ બતાવ્યું. બધું બતાવ્યું, પણ ફળ રહી ગયું. તેનું ફળ એજ સમજી લેવું કે ભગવદુપયોગ. ઉદ્ધવજી પણ પોતાના પ્રશ્નમાં મુદ્દારૂપે એજ સૂચવે છે કે જેનો ઉપયોગ આપનામાંજ થાય તે ભક્તિ કયી? અર્થાત્ ભગવદુપયોગ એજ ફળવાળી ભક્તિ કઇ? પ્રશ્નમાંજ ફળ બતાવેલું હોવાથી પૃથક ફળ નિરૂપણ કરવાની જરૂર શી? જે ભક્તિનો ઉપયોગ પ્રભુમાં ન થાય તે ભક્તિ પણ શા કામની?

વળી થોડા આગળ વધો. તેજ સ્કંધના ૧૯ મા અધ્યાયનું અવગાહન કરો. ત્યાં પણ આત્મનિવેદન સ્પષ્ટ જણાશે. અધ્યાયના પ્રારંભમાં ઉદ્ધવજી પ્રભુને પ્રશ્ન કરે છે કે;–"હે [4]વિશ્વેશ્વર, વિશ્વ-

---

१. भक्तिस्त्वय्युपयुज्येत कीदृशी सद्भिरादृता । ११ ११ २६.
२. मल्लिङ्गमद्भक्तजन दर्शन स्पर्शनार्चनम् । ११. ११. ३४.
३. सर्वलाभोपहरणं दास्येनात्मनिवेदनम् । ११. ११. ३६.
४. आख्याहि विश्वेश्वर विश्वमूर्ते त्वद्भक्तियोगंच महद्विमृग्यम् । ११. ११. ८. ८

મૂર્તે ! જે ભક્તિયોગને મહાન્ પુરૂષો શોધે છે તે ભક્તિયોગ કયો ? તે મને કહો" પ્રભુ પ્રત્યુત્તર આપે છે. "હે નિર્દોષ[1] ઉદ્ધવ ! (ભક્તિવિષયક પ્રસ્તુત વિચારથી) ખુશી થતા તને ભક્તિયોગ તો પહેલાંજ કહ્યો છે, (વધારે જીજ્ઞાસા હોય તો) તને ફરી મારી ભક્તિનું સર્વોત્કૃષ્ટ કારણ કહું છું." પ્રભુએ એ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ચાર શ્લોકથી તેનું નિરૂપણ કર્યું. પછી છેવટે આપ આજ્ઞા કરે છે કે;–આ[2] પ્રમાણે આત્મનિવેદન કરનારા પુરૂષોની (ઉપર કહેલા) ધર્મોવડે મારામાં ભક્તિ થાય છે ?' (અર્થાત્ ભક્તિરૂપી પરમપુરૂષાર્થ પ્રાપ્ત થયા પછી એકે પણ પુરૂષાર્થ બાકી રહેતો નથી ?

આ પ્રમાણે આત્મનિવેદન કરનારા અધિકારિઓનું સ્વરૂપ બતાવી ફલ પણ કહ્યું. ત્યારે હવે આ સર્વનો ભાવાર્થ એવો નિકળે છે કે, એકાદશસ્કંધમાં ચાર ઠેકાણે સમર્પણ–નિવેદન ઉપદેશવામાં આવ્યું છે. ૧ કવિ નામના પ્રથમ યોગીશ્વરે, ૨ પ્રબુદ્ધ નામના ચોથા મહાત્માએ, ૩ ૧૧મા અધ્યાયમાં ઉદ્ધવના પ્રશ્નના ઉત્તરમાં ભગવાને, ૪ ૧૯મા અધ્યાયમાં ઉદ્ધવજીના જ પ્રશ્નના જવાબમાં ભગવાને આ પ્રમાણે ચાર ઠેકાણે નિવેદનોપદેશ સ્પષ્ટ છે.

આ ઠેકાણે આશંકા પ્રાપ્ત થાય છે કે આચાર્યચરણ ;જે બ્રહ્મસંબંધાત્મક સમર્પણ ઉપદેશે છે તે; અને તેનું ફલ, તેની ઉત્તમતા, તેની આવશ્યકતા વગેરે બધું એકાદશસ્કંધના વાક્યોના અનુવાદરૂપે જ છે, તેમાં કંઈ પણ વિશેષ જણાતો નથી. મતલબ કે આચાર્યશ્રી કંઈ નવું નિવેદન ઉપદેશતા નથી; પરંતુ શ્રીમદ્-ભાગવતના એકાદશસ્કંધમાંના ભાગનું જ નિરૂપણ કરે છે. આ સંશયનું નિરાકરણ આ છે. આચાર્યચરણ જો એકાદશસ્કંધમાંના વાક્યોનું જ નિરૂપણ કરતા હોય તો પોતે અમુક સમયમાં પ્રભુએ

---

૧. भक्तियोगः पुरैवोक्तः प्रियमाणायतेऽनघ । पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम् । ११. १९. १४.

૨. एवं धर्मैर्मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् । मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥ ११+१९. २४.

સ્વતંત્ર પ્રકટ થઇને આ ઉપદેશ મને આપેલો છે, એમ પહેલા જ નિરૂપણ કરે નહિ. અને આચાર્યશ્રી તો તેમ કહે છે, તેથી એમ રહસ્ય નીકળે છે કે, આચાર્યશ્રી જે નિવેદનનું નિરૂપણ કરે છે તે કંઈ એકાદશસ્કંધના અનુવાદરૂપે નથી; પરંતુ પ્રભુએ સ્વતંત્ર કરેલું છે. વધારે તો શું પણ વાક્ય–શ્લોકરૂપે પણ પ્રભુએજ ઉપદેશેલાં છે, એમ આચાર્યશ્રી 'અક્ષરેઅક્ષર' કહેવાય છે, એ શબ્દથી જણાવે છે. માટે આ નિરૂપણ કોઇનો અનુવાદ નથી, પણ સાક્ષાત્ ભગવત્પ્રોકત જ છે. તેનીજ આચાર્યશ્રી પ્રતિજ્ઞા કરે છે.

વળી એક બીજો સંશય ઉભો થાય છે. એકાદશસ્કંધમાં મહાત્મા પ્રબુદ્ધ સ્ત્રી, પુત્ર, ગૃહ, પ્રાણ વગેરે સર્વ પ્રભુનેજ સમર્પવાનો આગ્રહ કરે છે. વળી મહાત્મા કવિ પણ કામાદિ પ્રભુનેજ સમર્પવાં એમ ભાર દઇને જણાવે છે. એકાદશ અધ્યાયમાં દાસભાવે આત્મનિવેદન પણ ખુલ્લું છે. આ જ સઘળો ભાવાર્થ ગદ્યમંત્રમાં પણ ઓતપ્રોત છે. માટે ગદ્યમંત્રને એકાદશસ્કંધોકત રહસ્યના અનુવાદ રૂપે કેમ ન માનવો? આ સંશયનું સમાધાન આ પ્રમાણે છે, અનુવાદ એટલે પહેલાં કોઇએ જે કંઇ કહ્યું હોય, તેનો અર્થ અથવા તો તેવા જ શબ્દો ફરીથી કોઈ કહી સંભળાવે, તો તેણે પહેલા માણસના કથનનો અનુવાદ કર્યો કહેવાય. તેવો અનુવાદ અહીં બિલકુલ બંધબેસતો થઈ પડતો નથી, એમ નીચેના ઉહાપોહથી સ્પષ્ટ થશે. પહેલાં તો એકાદશમાં જણાવેલું ફલ આ ઠેકાણે નથી કહ્યું. પરંતુ સેવાકરણના ઉપદેશ પહેલાં બ્રહ્મસંબંધ કરવાનો જ ઉપદેશ છે. ૧૯ મા અધ્યાયમાં કહેલો સેવાનો અધિકાર અત્ર સ્પષ્ટ છે. વળી આત્મનિવેદન પછી ભકિત પ્રાપ્ત થાય છે, એમ પણ ૧૯ મા અધ્યાયમાં સૂચવ્યું છે. ગદ્યમંત્રમાં પહેલું વિશેષણ અધિકારિઓ માટે છે. તે એમ સૂચવે છે કે, નિવેદનપૂર્વક જો સેવા થાય તો તે "મહાપુરૂષો જે ભકિતને શોધે છે" તેવી ભકિતને પ્રકટ કરી શકે. માટે આ ઠેકાણે ગદ્યમાં ભકિતરૂપ ફલનું સૂચન છે, આ જ એકાદશથી વિલક્ષણ છે. જો કે પ્રબુદ્ધ મહાત્માએ

ઉપદેશેલા ભાવાર્થનો સંગ્રહ અહીં દૃષ્ટિગોચર થાય છે, પણ પ્રબુદ્ધ વાક્ય કરતાં અંતઃકરણ, ચિત્ત વગેરેની પરિગણના વિશેષ જોવામાં આવે છે. ૧૯ મા અધ્યાયમાં અધિકારિઓ સંસ્કારવાળા જોઈએ એમ સૂચવ્યું છે, તે સંસ્કારનો નિશ્ચય કરી આપનાર આ ગદ્યમાં યોગેશ્વરે કહેલા સમર્પણ કરતાં જુદું જ સમર્પણ જણાય છે. યોગેશ્વરોએ કહેલા શબ્દ અથવા ભાવાર્થનો અનુવાદ કરવામાં આવતો નથી.

હવે યોગેશ્વરોક્ત વાક્ય કરતાં અંતઃકરણાદિ આ: ઠેકાણે વિશેષ જણાય છે, તો તે અપ્રમાણ કેમ ન ઠરે? શ્રીમદ્ભાગવત કરતાં પણ વિશેષ સંગ્રહ હોય તો અપ્રામાણ્યની સંભાવના થાય. આ શંકા જો કરવામાં આવતી હોય તો તેનો નિરાસ કરીએ છીએ.

નવમસ્કંધના ચતુર્થ અધ્યાયમાં ભક્ત, રાજા અંબરીષના ચરિત્રનું વર્ણન છે. તે સુપ્રસિદ્ધ છતાં સ્મરણ માટે કંઇક સંક્ષેપમાં અહીં આપીએ છીએ. દુર્વાસા મુનીએ ચોક્કસ કારણોને વશ થઇ, રાજા ઉપર કોપ કરી કૃત્યા રાક્ષસીને ઉત્પન્ન કરી. પછી તેને રાજાના પ્રાણ લેવા પ્રેરી. આ તરફ રાજાની ભક્તિ જોઈ પ્રભુએ તેના રક્ષણ માટે સુદર્શનને યોજ્યું હતું. એટલે રાજાનો વાળ પણ વાંકો કરવાનું સામર્થ્ય કોઈપણ ધરાવી શકે એમ હતું જ નહિ, તો પછી કૃત્યા શા હિસાબમાં? રોષથી આવતી કૃત્યાને સુદર્શને બાળી ભસ્મ કરી નાંખી, તેના મનોરથ મનમાંજ રહેવા દીધા. સુદર્શનચક્રે કૃત્યાને ઉત્પન્ન કરી રાજા અંબરીષના પ્રાણ લેવાની કોશેશ કરનાર દુર્વાસા ઉપર ધસારો કર્યો. દુર્વાસા ત્રાસ પામતા પ્રભુને શરણ ગયા. ત્યાં જઇ વિનતિ કરી કે, હે પ્રભો! સુદર્શનથી મને બચાવો. પ્રભુ અંતર્યામી હોવાથી દુર્વાસાએ કરેલ અપરાધ મનમાં લાવી, તેના નિવારણ માટે તેવીજ આજ્ઞા કરે છે. હે દ્વિજ! હું તો ભક્તને આધીન છું; સ્વતંત્ર નથી; માટે તેમાં કંઈ મારૂં ચાલે તેમ નથી. આજ પ્રસંગમાં પ્રભુ ફરી સમજાવે

છે કે;–'જે [1] લોકો સ્ત્રી, ગૃહ, પુત્ર, સ્વબંધુ વર્ગ, પ્રાણ અને અતિશય વિત્તને ત્યજી મારેજ શરણ આવેલા છે, તેને છોડવાને હું કેમ ઉત્સાહ ધરાવું ?' આ ભગવદ્વાક્યમાં 'વિત્ત'ની ગણના છે જ, તેથી ગદ્યમાંની વિત્તની ગણના અપ્રમાણ નથી ઠરતી.

આ ઠેકાણે શંકાશીલ ફરી પૂછે છે કે, આ શ્લોકમાં સ્ત્રી વગેરેના ત્યાગ કરવાનું પ્રભુ સૂચવે છે, નહિ કે સમર્પણ કરવાનું. ત્યાગ એટલે સર્વને છોડીને ચાલી નીકળવું તે. અને સમર્પણ તો સંબંધિ વર્ગમાં રહીને પણ બધામાંથી મમતા ઉઠાવીને બધાને પ્રભુને સ્વાધીન કરી દેવા. તે માટે આ પ્રમાણ આપી ઇચ્છિત અર્થ સરવો મુશ્કેલ છે. આનો ઉત્તર આ છે. આ ઠેકાણે ભગવાન્ જે ત્યાગ સૂચવે છે, તે સર્વને સદંતર છોડી ચાલ્યા જવું એવા અર્થમાં નહિ, પરંતુ સર્વમાં રહ્યા છતાં અંદરથી ત્યાગ જેવી ભાવના રાખવી–તેમાં રહેલી મમતાને દેશવટો દેવો, એજ ત્યાગનું લક્ષ્યબિંદુ છે. નહિતર અંબરીષ રાજા સંન્યાસી માફક સર્વ છોડી ચાલી નીકળેલો નહોતો, પણ નિખિલ રાજતંત્ર ચલાવતો હતો. ત્યાગનો અર્થ શંકાશીલના મત પ્રમાણે કરિએ તો પ્રસંગને બિલકુલ બંધ બેસતો આવેજ નહિ. માટે ત્યાગ એટલે સર્વમાં રહ્યા છતાં તેમાં ફસાવું નહિ, સર્વ પ્રભુનુંજ છે, માટે પ્રભુનેજ સર્વ સમર્પવું તેજ ખરો ત્યાગ, બીજા ત્યાગો ત્યાગ નહિ; અનર્થોત્પાદક રાગજ છે. રાજા અંબરીષ પોતે પોતાના હાથેજ મંદિરનું માર્જન વગેરે કરતો હતો. નોકર વગેરે સર્વ પરિકરને પ્રભુ માટેના કશા કામમાં ભાગ લેવા દેતો નહિ. ભગવદ્ધર્મને સારી પેઠે સમજતો હતો. પ્રભુજ પોતાના રક્ષક છે, એમ દૃઢ વિશ્વાસ ધરાવતો. માટે તે સર્વમાં રહ્યા છતાં અલિપ્ત હતો. પ્રભુનેજ સર્વ સમર્પે એટલે બધું સંભાળવાનું પ્રભુનેજ રહ્યું, નહિ કે પોતાને. માટે આ ઠેકાણે સૂચવેલો ત્યાગ સમર્પણના અર્થમાં સમજવો.

---

૧. ये दारागार पुत्राप्त प्राणान्वित्तमिमं परम् । हित्वामां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ? ९. ४. ६५.

શ્રી પુરૂષોત્તમજી મહારાજ આ સમાધાન કરી ચુકયા; પણ તે સંતોષકારક લાગ્યું નહિ, તેથી હવે મુદ્દાની રહસ્યની વાત કહી નાંખે છે. ખરેખરૂં જોતાં **અંબરીષનો અંગીકાર મર્યાદા પુષ્ટિમાં છે,** કેવલ પુષ્ટિમર્યાદામાં તો નથીજ. માટે રાજા મહાન્ પુરૂષો જે ભકિત માટે તલસે છે, તે ફલરૂપ ભકિતની ઇચ્છા રાખનારો નજ ગણાય. માટે પ્રભુએ તેને માટે ત્યાગ શબ્દ વાપર્યો છે, સમર્પણ નહિ. રાજાનું ઉપર્યુકત ફલરૂપા ભકિત તરફ નથી, માટેજ આ ભાવપ્રધાન પુષ્ટિમાર્ગમાં પ્રવેશ ન કરી શકે. વળી શ્રી કૃષ્ણ પ્રાકટ્ય પહેલાં પુષ્ટિમાર્ગ પ્રગટ પણ ન હતો. તેથી પણ અંબરીષ રાજા પુષ્ટિભકત કોટીમાં ન હોય, એ સ્વાભાવિક છે. આ સર્વ વિવેચનથી ફલિત એ થાય છે કે ગદ્યમંત્ર કોઇના અનુવાદરૂપ નથી. સાક્ષાદ્‌ભગવત્પ્રોકત છે. જેમ કર્મકાંડમાં કલ્પસૂત્ર સ્વતંત્ર પ્રમાણરૂપે ગણાય છે. આ તેમ આ ગદ્યમંત્ર પણ સ્વતંત્ર પ્રમાણ છે. પ્રભુએ સાક્ષાત પ્રકટ થઇ કહેલા વચનોને બીજા પ્રમાણોની આવશ્યકતા શી છે? વળી આત્મનિવેદનના પ્રકારનો નિશ્ચય પણ આ જ મંત્ર કરાવે છે. આ પ્રમાણે નિશ્ચય થયા પછી પણ એક આકાંક્ષા ઉભી થાય છે. તે એ કે નિવેદનમંત્ર અનુવાદરૂપ ભલે ન હોય; પરંતુ એકાદશસ્કંધના વાકયોમાં વર્ણવેલ અર્થના સંગ્રહ તો આ મંત્રમાં અનુભવ થાય છે. એટલે ત્યાં જેમ અધિકારી તરીકે જીજ્ઞાસુ પુરૂષજ નિશ્ચિત છે, નહીં કે જીજ્ઞાસુ સ્ત્રીઓ. તેમ અત્ર પણ ગદ્યમંત્રના અધિકારનો હક્ક ફકત પુરૂષોનેજ પ્રાપ્ત થશે; સ્ત્રીઓતો તેથી વેગળી રહેવાની. આ આકાંક્ષાનુ શમન પ્રમાણોપન્યાસ પુરઃસર કરવામાં આવે છે.

[1]"હે રાજન્! કયો ઇંદ્રિયોવાળો અને ચોતરફથી મૃત્યુના પંજામાં સપડાયલો **શ્રીમુકુન્દના** ચરણકમલનું સેવન કરતો નથી? જે ચરણકમલને (મરણ ભય રહિત) દેવોમાં શ્રેષ્ઠ દેવ પણ ઉપાસે

---

૧. **को नु राजन्निन्द्रियवान्मुकुन्दचरणाम्बुजम् । न भजेत्सर्वतो मृत्युरुपास्यममरोत्तमैः ॥**

છે ? વિષ્ણુભક્તિમાં સર્વે અધિકાર ધરાવે છે. 'રાજા, દેવ, અસુર મનુષ્ય વગેરે કોઈપણ ઈંદ્રિવાલાઓનો નવવિધ ભક્તિમાં અધિકાર છે. કોઈપણ સ્થળે નિષેધ દૃષ્ટિગોચર થતો નથી. હવે સ્ત્રીઓના અધિકાર માટે સંશય ન રહેવો જોઈએ. સપ્તમસ્કંધના પ્રલ્હાદ ચરિત્રનું અનુસંધાન કરવાથી આ વિષય વધારે નિશ્ચયારૂઢ થશે. પ્રલ્હાદની ભગવત્પરાયણ પ્રવૃત્તિને અટકાવવા માટે દૈત્યપુત્રો તેની પાસે આવ્યા. ગમે તેમ સમજાવીને પ્રલ્હાદની પ્રભુતરફ અસ્ખલિત વહેતી વૃત્તિને પાછી વાળવાનો તેઓનો ઉદ્દેશ સફલ થયો નહિ; પરંતુ પ્રહ્લાદના મુખમાંથી નિકળતા ભગવદ્ભક્તિના રસિકવર્ણનના 'ઉપદેશના વાક્યો તેઓના હૃદયને એવી સચોટ અસર કરવાને ફતેહમંદ નીવડયાં કે દૈત્ય પુત્રો પ્રલ્હાદની ભગવદુન્મુખવૃત્તિને પ્રભુ પરાઙ્મુખ કરવાનું સ્વીય કાર્ય તો ભુલીજ ગયા; એટલુંજ નહિ પણ પ્રલ્હાદને ગુરૂ માનવા લાગ્યા. પ્રલ્હાદના ભગવન્મહાત્મ્યજ્ઞાનથી અંજાઈને પ્રશ્ન કરવા લાગ્યા કે તને આટલા સ્વલ્પ વયમાં આવું ઉચ્ચ શ્રેણીનું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થયું ? પ્રલ્હાદ ઉત્તર આપે છે કે, હું જ્યારે મારી જનનીના ઉદરમાં હતો ત્યારે નારદજીએ આવીને તેને નવવિધ ભક્તિનો ઉપદેશ કર્યો હતો. 'તે [1]મારી માતાને તેના સ્ત્રીત્વને લઈને કે સમયના બાહુલ્યને લઈને વિસ્મૃત થઈ ગયો.' આ વાક્યથી તાત્પર્યાર્થે એવો પ્રતીત થાય છે કે પ્રલ્હાદજનની ક્યાધૂ એક સ્ત્રી હતી; અને તેને નારદજીએ ભક્ત્યુપદેશ કર્યો હતો. અર્થાત્ ભક્તિમાર્ગના ઉપદેશમાં સ્ત્રીઓના અધિકારિત્વ સંબંધે હવે કશીએ વિપ્રાતપત્તિ રહેતી નથી. વળી એકાદશસ્કંધમાં પણ પ્રભુ પ્રસ્તુત સંવાદનો ઉપસંહાર કરતી વેળાએ આજ્ઞા કરે છે કે;–[2]શુદ્ધ સાધુ પુરૂષને આ કહેવું. વળી શુદ્ર સ્ત્રીને પણ ભક્તિ પ્રાપ્ત થાય છે.' શુદ્ર સ્ત્રીઓને પણ ભક્તિ પ્રાપ્ત થવાની પ્રભુ આજ્ઞા કરે છે. તો અન્ય સ્ત્રીઓના અધિકાર પરત્વે સંદેહ કેમ થાય ? ઉપરના ભગવદ્વાક્યથી એમ જણાય છે કે શુદ્ર સ્ત્રીને ભક્તિ સાથે પૂર્વોક્ત

---

૧. તતુ કાલસ્ય દીર્ઘત્વાત્સ્ત્રીત્વાન્માતુસ્તિરોદધે ॥
૨. સાધવે શુચયે બ્રૂયાદ્ભક્તિઃ સ્યાચ્છૂદ્રયોષિતામ્ ॥

સર્વ કથનની પણ આજ્ઞા થઈ, અને તે કથનાધિકાર બ્રહ્મસંબંધની અપેક્ષા રાખે છે વળી પ્રભુ આજ્ઞા કરે છે કે, [1] 'વિદ્યાધરો, મનુષ્યોમાં વૈશ્યો, શુદ્રો, **સ્રીઓ. અંત્યજો,** રજોગુણ, તમોગુણ પ્રકૃતિવાળા તે તે યુગમાં હે નિર્દોષ ઉદ્ધવ ! ઘણા મારા સ્થાનને પ્રાપ્ત થયા છે.' સ્રીઓને પણ સત્સંગના ફલનું બોધન દૃષ્ટિગોચર થાય છે.

આ સ્થલે આ સંશય પ્રાપ્ત થાય છે. ભલે સ્રીઓનો પણ આત્મનિવેદનમાં અધિકાર હો; પરંતુ જેઓ સ્રી નથી તેવા વૈરાગ્યવાન્ અથવા બાલક નિવેદન લેવા જાય ત્યારે તેઓને સ્રી વગેરે હોતું નથી; અને મંત્રમાં તો સ્રી વગેરે પ્રભુને સ્વાધીન કરવાની આજ્ઞા છે, તો હવે સ્રી વગેરેથી રહિત તેવાઓ માટે શું તે વખતે સ્રી વગેરે શબ્દો ન યોજવા કે કંઈ અન્ય વ્યવસ્થા કરવી ? બાલ વગેરેને સ્રી વગેરેના અભાવ હોવાથી તે સર્વનું નિવેદન સિદ્ધ નજ થવું જોઇએ. નિવેદન સિદ્ધ ન થાય તો અસમાર્પિત વસ્તુના સંસર્ગનો દોષ પ્રાપ્ત થશે.

[2] સૃષ્ટિ ન્યાયને અનુસરીને ગદ્યમંત્રમાં દારા શબ્દથી સ્રીની પેઠે પતિનું ગ્રહણ થાય છે. તેવીજ રીતે સુતપદથી પિતાનું ગ્રહણ પણ થાય. આ વ્યવસ્થાથી સર્વ સમાર્પિત અને નિર્દુષ્ટ થાય છે. માટે ઉપર કહેલો સંશય પરાસ્ત થાય છે, આમાં પણ વસ્તુતઃ તાત્પર્ય તો આ પ્રમાણે છે. ગદ્યમંત્રમાં દર્શાવેલા દાર શબ્દ, આગાર શબ્દ, પુત્ર શબ્દ, આપ્તશબ્દ, વિત્ત શબ્દ એ સર્વનું કથન ઈહિપર શબ્દના વિવરણરૂપે છે. અર્થાત્ ઈહિપર શબ્દને વિશદ કરવાજ તેઓની પરિગણના છે. છાન્દોગ્યોપનિષદ્‌માં મહિમ પદાર્થના બોધ માટે ગણના કરાવે છે કે;–" ગો, [3] અશ્વ આ ઠેકાણે મહિમ છે એમ કહે છે." આના વિવરણરૂપે 'હસ્તિ હિરણ્ય દાસ ભાર્યે' વગેરે

---

**૧. विद्याधरा मनुष्येषु वैश्याः शुद्राः स्त्रियोऽन्त्यजाः ॥ रज स्तमः प्रकृतयस्तस्मिंस्तस्मिन्युगेऽनघ । बहवो मत्पदं प्राप्ताः**

૨. આ ન્યાય પૂર્વમીમાંસામાં છે.

**૩. गो अश्वमिह महिमेत्याचक्षते । हस्तिहिरण्यं दासभार्यम् ।**

છે તેટલાથી સંતોષ માનવાનો નથી; પરંતુ જેને જે મહિમરૂપ હોય ( જેમકે કોઇને રૂપું, મણિ, મુક્તા વગેરે. ) તે સર્વનું ગ્રહણ કરવું. આ શ્રુતિસિદ્ધ સુવ્યવસ્થાને અવલંબી અત્ર પણ ઇહપર શબ્દથી જેનું જે ઇહપર હોય તેનું અનુસંધાન કરી લેવું, એટલે હવે કોઇપણ સંશયનું કારણ રહેશે નહિ. કદાચિત્ ગદ્યમાં આમજ કહ્યું હત કે, દેહથી લઇને આત્માસુધી સર્વ સમર્પું છું, એટલે તેમાં સર્વ અંતર્ભૂત થાત, પરંતુ તેમ ન કરતાં પરિગણના કરવાનું તાત્પર્ય એ છે કે, દેહ, દારા વગેરે મમતાના ઉત્પાદક છે. આ મારૂં એ અધ્યાસના વિષય છે, માટે તેનો અનુવાદ પ્રથમ કર્યો; અને પછી 'આત્મા સાથે' એમ કહી નિવેદન ઉપદેશ્યું. તાત્પર્ય કે દેહાદિનો અનુવાદ કરીને પોતાના આત્માનું સાથેપણું બતાવે છે. માટેજ તેમાં **સહ** પદનો પણ પ્રયોગ જણાય છે. માટે આત્માની મુખ્યતાનો બાધ નથી આવતો, તે તો કાયમજ છે. જેમ પુત્ર પિતાસાથે આવે છે, એ વાકયમાં પ્રધાનતાનો બાધ નથી તેમ અત્ર પણ નિશ્ચય કરવો.

આ વિસ્તૃત વિવેચનથી એજ નિશ્ચય થાય છે કે ગદ્યમાં જે સમર્પણનું સ્વરૂપ જણાય છે, તે ફક્ત એકાદશના ઓગણીસમા અધ્યાયમાં વર્ણવેલ સમર્પણની માત્ર દિશા બતલાવે છે, નહિ કે તેનો અનુવાદ કરે છે. એ તો સ્વતંત્ર પ્રભૂપદિષ્ટ છે.

આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને આચાર્યચરણ ભગવદુપદિષ્ટ વાકયોનો ઉપન્યાસ કરે છે.

**मूलम्—ब्रह्मसम्बन्धकरणात्सर्वेषां देहजीवयोः ॥**
**सर्व दोषनिवृत्तिर्हि दोषाः पञ्चविधाः स्मृताः ॥२॥**

**सान्वयपदार्थः—ब्रह्मसम्बन्धकरणात्** (બ્રહ્મસંબંધના કરણથી) **सर्वेषां** ( બધાનાં ) **देहजीवयोः** ( દેહ અને જીવના ) **सर्वदोषनिवृत्तिः** ( સર્વે દોષોની નિવૃત્તિ ) ( થાય છે. ) **हि** ( કારણકે ) **दोषाः** (દોષો) **पञ्चविधाः** (પાંચ પ્રકારના) **स्मृताः** (સ્મરણયુક્ત છે.)

**અર્થ:**—બ્રહ્મસંબંધના કરણથી સર્વેના દેહ અને જીવના સર્વે દોષોની નિવૃત્તિ થાય છે. કેમકે દોષો પાંચ પ્રકારના સ્મરણમાં છે.

**રહસ્ય:**—બ્રહ્મસંબંધ એટલે બ્રહ્મનો સંબંધ. બ્રહ્મસંબંધકરણ એટલે એતન્માર્ગીય આચાર્યદ્વારા પ્રભુને નિવેદન કરવું તે. તેથી સર્વે દેહના સર્વે જીવના સેવાપ્રતિબંધક દોષોની નિવૃત્તિ થાય છે. આ ઠેકાણે બ્રહ્મપદનું ગૂઢ તાત્પર્ય આ છે. આચાર્યશ્રી આજ્ઞા કરે છે કે, "[1]વેદાંતમાં બ્રહ્મનું ચિન્હ બ્રહ્મશબ્દથી, સ્મૃતિમાં પરમાત્મ શબ્દથી અને શ્રી ભાગવતમાં ભગવાન્ શબ્દથી છે.' હવે મુખ્યત: બ્રહ્મપદ પુરૂષોત્તમવાચક ઉપનિષદમાં અવલોકાય છે. તો આ ઠેકાણે પુરૂષોત્તમપદ ન યોજતાં બ્રહ્મપદજ કેમ યોજ્યું ? આનું તાત્પર્ય આ છે. જેમ બ્રહ્મમાં સર્વતુલ્યત્વ ધર્મ રહેલો છે તેમ અત્ર નિવેદન કરનારાઓ સર્વના અંગીકાર કરવામાં તુલ્યતાજ છે. વિષમતા નથી.

વળી ભગવદ્‌ગીતાને ઉપનિષદ્ કહેવામાં આવે છે. તેમ આ પણ ભગવદ્વાક્ય હોવાથી '**ब्रह्मसम्बन्ध**' વગેરે વાક્યો **ઉપનિષદ્રૂપ** જ છે. આમાં સંશયાત્મા થવાની જરૂર નથી.

બ્રહ્મસંબંધ એટલે પુરુષોત્તમના સંબંધ તે સંબંધ કયો ? તે બીજો કોઇ નહિ, પણ સર્વના સ્વામી પ્રભુ છે, એ સર્વમાન્ય મંતવ્યાનુસાર ભગવત્સ્વામિકત્વ જ સંબંધ છે. બ્રહ્મસંબંધનું કરણ એટલે પ્રભુએ જે પ્રમાણે આચાર્યશ્રીને ગદ્યમંત્રમાં જે પ્રકાર દર્શાવ્યો છે, તે પ્રમાણે સર્વ સ્વકીય હિતકારક જણાતા પ્રદાર્થો ગુરુવાકયથી હસ્તમાં તુલસીપત્ર લઇને પ્રભુને તેવી રીતે વિજ્ઞાપન કરવું તે.

આ ઠેકાણે આ વિચાર પ્રાપ્ત થાય છે. પ્રથમ શ્લોકની ઉત્થાનિકાના આદ્ય વિભાગમાં જણાવ્યા પ્રમાણે પ્રભુ રમણાર્થ—બહીરમણાર્થ આ સૃષ્ટિરૂપ થયા. શ્રીમદ્‌ભાગવતોક્ત પ્રમાણ આજ નિશ્ચય

---

**૧. वेदान्ते त्व स्मृतौ ब्रह्मलिङ्ग भागवते तथा ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते ॥ निबन्ध.**

કરાવે છે. 'હે [1]ઇશ! આપે આપની ક્રીડા માટે જ આપનાં જ ત્રણ જગત્ કર્યાં છે. આશ્ચર્ય છે કે કુબુદ્ધિઓ તેમાં પોતાનું સ્વામીપણું કબૂલવા તૈયાર થયા છે." આ સર્વનું તાત્પર્ય એ છે કે આ બધું પ્રભુએ પોતાનામાંથી પ્રકટ કર્યું છે–અર્થાત્ એના માલિક–સ્વામી તો વસ્તુતઃ પ્રભુ જ છે, ફક્ત જીવ મારૂંતારૂં માની બેઠો છે, માટે તે અહંમમ–ભાવના ત્યાગપૂર્વક પ્રભુના ખરા સ્વામિત્વનું પ્રભુ પાસે વિજ્ઞાપન કરવું–એટલે પ્રભુ સમક્ષ પ્રભુના સ્વામિત્વનો શુદ્ધાન્તઃકરણે સ્વીકાર કરી લેવો તેજ બ્રહ્મસંબંધકરણ. તેથી જ આત્મસમર્પણવાળા સર્વના દેહ અને જીવના સ્થૂલ અને લિંગશરીરના સેવામાં વિક્ષેપ પડાવનારા સર્વ દોષની નિવૃત્તિ થાય છે, તે ખરે જ અતીવ સુયોગ્ય જ છે. વસ્તુતઃ સર્વ બ્રહ્મરૂપ હોવાથી તેમાં ભગવદીયત્વબુદ્ધિ થાય એટલે પ્રાકૃતગુણોને લઈને ઉત્પન્ન થતા દોષો અટકે છે. માટે જીવ નિજપ્રકૃતિથી દોષ કરી બેસે અને તે દોષને લઈને પ્રભુ તેની સેવાનો અંગીકાર કરશે કે નહિ, તે બાબતની કશીએ પણ ચિંતા કરવી નહિ.

'સર્વના' એટલે સર્વ શબ્દથી કોણ? આ પ્રશ્નનો ઉત્તર શ્રીમદ્‌ભાગવતના સપ્તમસ્કંધમાંનાં પ્રહ્લાદવાક્ય જ આપે છે. 'દેવ, [2]અસુર, મનુષ્ય અથવા તો યક્ષ કે ગંધર્વ, (ગમે તે હો) પણ તે જો પ્રભુચરણનું ભજન કરતો હોય તો (તેનું) કલ્યાણ થાય. જેમ કે અમે' આ વાક્યથી અત્ર સર્વ અધિકારી છે. ભગવદ્‌ભક્તિના અધિકારિત્વનો ઉપદેશ સંકુચિત હોય જ નહિ, તે તો વિસ્તૃત જ હોય.

જીવ એટલે શરીરયુક્ત ચેતનપદાર્થ. એકલો જીવ ન લેવો, કેમ કે તે જીવ તો 'સંગ રહિત છે' એમ શારીર બ્રાહ્મણમાં

---

**૧. क्रीडार्थमात्मन इदं त्रिजगत्कृतं ते स्वाम्यं तु तत्र कुधियः परईश कुर्युः ॥**

**૨. देवो सुरोमनुष्यो वा यक्षो गन्धर्व एव वा । भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम् ॥**

સિદ્ધ જ છે. માટે જ જીવ સ્વતઃનિર્દુષ્ટ છે, પણ સંગથી દુષ્ટ બને છે માટે જીવ એટલે દેહવિશેષ ચેતનપદાર્થ આમ વ્યવસ્થા કરવાથી એમ શંકા થશે કે જીવશબ્દથી જ દેહ અને જીવ આવી જતા હોય તો 'દેહ અને જીવ' એમ બંનેની પરિગણના આચાર્યશ્રી શા વાસ્તે કરતા હશે? આ પ્રશ્નનું ઉત્તર આ છે. આચાર્યશ્રી દેહપદથી સ્થૂલ શરીર સમજાવે છે. સ્થૂલ શરીરમાં જે દોષ દરપળે અનુભવાય છે, તેના નિવારણ માટે દેહપદથી સ્થૂલશરીર એમ આચાર્યશ્રીનો આશય છે. માટે જ દેહ અને જીવની પ્રથક્ ગણના છે. અથવા તો જીવપદથી અવિદ્યા–અજ્ઞાનથી યુક્ત જીવ લ્યો. અને દેહપદથી સ્થૂલ અને સૂક્ષ્મ એ બંને દેહ લ્યો, બંને દેહના સર્વે દોષોની નિવૃત્તિ થાય છે, એમ ભાવ છે.

આ ભક્તિમાર્ગમાં ભગવદીયપણાથી જ સર્વ દોષની નિવૃત્તિ થાય છે, અને સેવાની યોગ્યતા પણ થાય છે.

શ્રુતિ પણ ઉપદેશે છે કે, "જેને આ વરે છે તેજ તેને મેળવે છે." આ માર્ગમાં પ્રભુ જેનો અંગીકાર કરે, તેના કોઇ પણ દોષ રહે નહિ. દોષરહિત હોય તો જ ભગવત્પ્રાપ્તિ થાય, માટે આ માર્ગમાં ભગવદીયત્વ જ સર્વદોષનિવારક છે.

આ ઠેકાણે સંશય થાય છે કે પૂજામાર્ગમાં તો પૂજા કરવા માટે દોષનિવૃત્ત માટે અમુક સાધનો જણાવ્યાં છે, જેમ કે ભૂતશુદ્ધિ વગેરે. તે કર્યા વગર જ ફક્ત પ્રભુસંબંધથીજ સર્વે દોષ ચાલ્યા જાય એ કેમ માનવામાં આવે? આ પ્રશ્નનો ઉત્તર અતીવ સરલ અને હૃદયંગમ છે, પૂજામાર્ગમાં જેની પૂજા થાય છે તે દેવો નિર્દોષ નથી, બધાને ઓછાવધતા દોષો વળગેલા છે, માટે તેમના સં-બંધ માત્રથી દોષનિવૃત્તિ અત્યંત અશક્ય છે, તેથી જ તેમાં ભૂતશુદ્ધિ વગેરેની આવશ્યકતા છે. સેવામાર્ગમાં પૂર્ણ દિવ્યગુણ વિગ્રહ સર્વ દોષરહિત સચ્ચિદાનંદ પ્રભુ પુરૂષોત્તમ સેવ્ય છે, તો હવે તે પ્રભુના સંબંધથી દોષ ક્યાં સ્થાન મેળવે? આચાર્યચરણ,

માટેજ આજ્ઞા કરે છે કેઃ–' [1]કૃષ્ણથી પર વસ્તુતઃ દોષરહિત બીજું કોઈ દેવ ( દિવ્ય પદાર્થ ) નથી." પૂજામાર્ગમાં તો પુરૂષોત્તમ સંબંધ ન હોવાથી દોષોનું બલ વધે છે. સેવામાર્ગમાં તો નિર્દોષ પદાર્થનો સંબંધ હોવાથી દોષ સ્થિતિ કરી શકતા નથી.

આ ઠેકાણે એક આશંકા પ્રાપ્ત થાય છે. માત્ર બ્રહ્મસંબંધ-કરણથી જ સર્વ દોષની નિવૃત્તિ થતી હોય તો જીવ નિર્દોષ થઈ જાય; અને સેવા કરે એટલે તુરત જ તેને મુખ્યફલની પ્રાપ્તિ થાય. ગદ્યમાં સમર્પણ તેટલા વાસ્તે જ કહ્યું છે. કદાચ એમ કહેશે કે મુખ્ય ફલની પ્રાપ્તિ સેવા માત્રથી થતી નથી; પરંતુ પ્રભુ જ્યારે તેનું દાન કરે ત્યારેજ થાય છે, તેથી પ્રભુની ઇચ્છાને તે આધીન છે, તો અમે કહીએ છીએ કે ભલે મુખ્ય ફલ પ્રાપ્તિ ન થાઓ, સાયુજ્યની પ્રાપ્તિ થવામાં શું વિરોધ છે? દોષરૂપી પ્રતિબંધક તો અસ્તિત્વ ધરાવતા નથી, અને સેવા તો પહેલાં કરેલી છે, સેવા પ્રમાણ સિદ્ધ હોવાથી વિફળ થાય એ માનવામાં કંઈ કારણ નથી મળતું. હવે આ પ્રમાણે સાયુજ્યરૂપી મોક્ષ થાય એવો નિશ્ચય સ્વીકારશો તો પુષ્ટિમર્યાદાભક્તિમાર્ગનો ઉચ્છેદ થઈ જવાનો પ્રસંગ આવશે, કેમકે સહેલાઈથી થોડાજ વખતમાં સાયુજ્ય મોક્ષ થાય તો કોણ કોને ઉપદેશે ? વળી બીજો અનુભવ એ છે કે બ્રહ્મસંબંધ કરણ પછી પણ દોષ પ્રત્યક્ષ થાય છે. માટે યુગપત્સાયુજ્ય પ્રાપ્તિ પણ સંશયગ્રસ્તજ કહેવાય. આ પ્રમાણે પરસ્પર વિરોધ સંદાક્રિત વિષય થાય છે, માટે તે સર્વ વિરોધોનો પરિહાર કરવા અને સિદ્ધાંત અસ્ખલિત સંગતિ કરવા દોષ તન્નિવૃત્તિનું સ્વરૂપ પ્રભુ ઉપદેશે છે.

**मूलम्–सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः॥**

**संयोगजाः स्पर्शजाश्च न मन्तव्याः कथञ्चन॥३॥**

---

१. कृष्णात्परं नास्ति दैवं वस्तुतो दोषवर्जितम् ॥

**સાન્વય પદાર્થઃ—સહજાઃ**-(સાથેજ ઉત્પન્ન થતા) **દેશ કાલોત્થાઃ** ( દેશ અને સમયથી ઉભા થનારા ) **લોકવેદનિરૂપિતાઃ** ( લોક અને વેદે નિરૂપણ કરેલા ) **સંયોગજાઃ** ( સંયોગથી ઉત્પન્ન ) **સ્પર્શજાઃ** ( સ્પર્શથી ઉત્પન્ન ) **ચ** ( અને ) **ન** ( નથી ) **મન્તવ્યાઃ** ( માનવા યોગ્ય ) **કથઞ્ચન** ( કોઈ પણ રીતે ).

**અક્ષરાર્થ:**—સાથેજ ઉત્પન્ન થતા, દેશ અને કાલથી ઉભા થનારા, લોક અને વેદે નિરૂપણ કરેલા, સંયોગથી ઉત્પન્ન, સ્પર્શથી ઉત્પન્ન, (એ પાંચ દોષો) કોઈ પણ રીતે માનવાયોગ્ય નથી.

**રહસ્ય:**—સહજ જીવની સાથે ઉત્પન્ન થતા દોષ. તે દોષો અવિદ્યાસંબંધથી થતી મમતા અને પ્રાણધારણના પ્રયત્નો છે. જીવના સહજ દોષો તે આ છે. સૂક્ષ્મદેહના સહજ દોષો કામ ક્રોધાદિ અને ક્ષુધા તૃષા વગેરે. સ્થૂલ શરીરના સહજ દોષો માતપિતાના મળસંબંધથી થનારા રોગ વગેરે. દેહ સાથે ઉત્પન્ન થનારા બીજા પણ દોષો છે. તે પંચવિધ છે. તેમાં કારણ એજ કે, દેહ પંચમહાભૂતનો છે, તેથી પંચમહાભૂતોનાજ પાંચ દોષો છે. પંચમહાભૂતો ભગવત્સંબંધ રહિત છે, માટેજ પંચવિધ દોષ પણ સંભવે છે. આ પંચમહાભૂતપ્રયુક્ત દોષો પૂજામાર્ગમાં ભૂતશુદ્ધિ વગેરે ક્રિયાઓથી નિવૃત્ત કરવામાં આવે છે. આ સહજ દોષનું સ્વરૂપ છે.

દેશથી ઉત્પન્ન થતા દોષનું સ્વરૂપ આ છે, પૂજા કરવાના પ્રદેશમાં પૂજા કરવા માટે આસનાદિની શુદ્ધિ કરવામાં આવે છે. આ ઉપરથી સમજાય છે કે પૂજા કરવાના પ્રદેશમાં દોષો સ્થિતિ કરે છે. એમ ન હોય તો 'તે[1] ભૂતો સરકી જાઓ,' '[2]આસનને પવિત્ર કરો' વગેરે બોલી શુદ્ધિ કરવા કેમ મથે ? વળી [3]મગધ,

---

૧. **અપસર્પન્તુ યે ભૂતાઃ ।**

૨. **પવિત્રં કુરુ ચાસનમ્ ।**

૩. આ દેશ હાલમાં ગયા જીલ્લાથી પ્રસિદ્ધ લેખાય છે

મારવાડ, સિંધ વગેરે દેશમાં નિષેધ છે, તે પણ દેશોત્થ દોષને લઇનેજ હોવો જોઇએ, માટે **દેશોત્થ** દોષનું સ્વરૂપ આ છે.

કાલોત્થ દોષનું નિરૂપણ આ છે. '[1]પ્રભાતમાં પ્રાતર્હોમ કરીને–અથવા તો મધ્યાહ્ન સુધીનું સર્વ નિત્યકર્મ કરીને પછી પુરૂષોત્તમનું પૂજન કરવું.' આ **મંત્રરાજાનુષ્ઠાન વિધાનનું** વચન છે. આ વાકયમાં પૂજામાટે અમુક નિયમિત કાલ બતાવ્યો છે. તે કાલ પ્રમાણે જો ન ચાલે તો દોષો વળગે. કલિકાળથી થતા દોષ પણ કાલોત્થ દોષજ કહિ શકાય. વળી મૂહૂર્ત પ્રમાણે કંઈ કામ ન થયું હોય ને તેથી જે દોષ ઉત્પન્ન થાય તે પણ કાલોત્થ દોષજ છે. આ પ્રમાણે સહજ, દેશોત્થ, કાલોત્થ, એ ત્રિવિધ દોષનું સ્વરૂપ સમજાવીને આ સર્વ દોષો પૂજામાર્ગના ભાષ્યમાં જ પ્રભુએ સૂચેલા છે, ભક્તિમાર્ગમાં નહિ, એમ સ્પષ્ટ સમજાવવા માટે લોકવેદનિરૂપિત દોષનું નિરૂપણ કરે છે.

લોકવેદનિરૂપિતપદનો સંબંધ બધા પદો સાથે છે. અર્થાત્ બધા દોષો લોકવેદનિરૂપિત જ છે. એક જ પદનો સર્વ પદ સાથે સંબંધ થવો, એ [2]દેહલીદીપન્યાયથી થાય છે. ઉદ્ધવજી કહે છે કે;–'[3]ગુણદૃષ્ટિ, દોષદૃષ્ટિ અને ભેદદૃષ્ટિ નિગમ–વેદમૂલક જ છે.' આ વાકયને આધારે દોષનું શ્રુતિમૂલકત્વ સ્પષ્ટ જ છે. લોક પણ વેદાનુસારી જ હોવાથી ઉપર્યુક્ત સર્વ દોષો લોકવેદમૂલક જ છે. લોકવેદાગમ્ય પ્રદેશમાં તેની સ્થિતિ નથી. વેદનિરૂપિત દોષનું સ્વરૂપ આ છે '[4] પૂજા વગેરેથી બ્રહ્મલોકમાં જાય.' એ વાકય પૂજાદિસાધનથી બ્રહ્મલોક પ્રાપ્તિની લાલચ આપે છે; પરંતુ

---

૧. **प्रातर्होमं च कृत्वैव । यद्वा माध्याह्निकं कृत्वा पूजयेत्पुरुषोत्तमम् ।**

૨. આ ન્યાય આપણા અનુભવમાં રોજ આવે છે. ઘરના મધ્ય ભાગ–ઉમરામાં રાખેલો દીવો અંદરના અને બહારના એમ બંને પ્રદેશમાં પ્રકાશ પાડે છે.

૩. **गुणदोषभिदादृष्टिर्निगमात् ।** ૪. **पूजादिना ब्रह्मलोकम् ।**

બ્રહ્મલોકને પ્રાપ્ત કર્યાથી લાભ શું? કેમ કે બ્રહ્મલોકનું સુખ નિરંતર ક્યાં છે? પ્રભુ જ ગીતામાં આજ્ઞા કરે છે કે;–'[1]બ્રહ્મભુવન બ્રહ્મલોક સુધીના તમામ લોકો હે અર્જુન! પુનર્જન્મના ચક્રમાં છે, આ વાક્યથી પૂજામાર્ગના પરમફલને પુનર્જન્મરૂપી પરમદોષ અર્પિત થયલો છે. વળી પૂજામાર્ગમાં અગ્નિસ્થાપનપૂર્વક હોમવિધાન છે. એ કાર્યમાં પણ પૂજામાર્ગીયને ન્યૂનતાના સંભ્રમ તો કાયમ જ રહે છે. નહિ તો પોતાના કર્મની સમાપ્તિને અંતે '[2]જેના સ્મરણથી, નામકથનથી, તપ, યજ્ઞ, ક્રિયા વગેરેમાં રહેલી ન્યૂનતા સંપૂર્ણ થાય છે, તે વિષ્ણુને નમુ છું,' એમ પ્રાર્થના કરી ન્યૂન રહેલી ક્રિયાઓની પૂર્ણતા શા માટે યાચે? આ લોકવેદનિરૂપિત દોષનું સ્વરૂપ છે.

સંયોગ જ દોષ એટલે સંયોગથી ઉત્પન્ન થતા દોષ. બુદ્ધિપૂર્વક કામથી ઉત્પન્ન થતા દોષ તે પણ સંયોગજ કહેવાય છે. પૂજામાર્ગમાં અભિષેકાર્થે સ્થાપિત મન્ત્રસંસ્કૃત જલમાં અન્ય અસંસ્કૃત જલનો સંબંધ થાય તે સંયોગ જ દોષ.

સ્પર્શજ દોષ. પૂજા માટે લાવી મૂકેલા પાત્રો, પુષ્પ, ગંધ વગેરેને સ્ત્રી શૂદ્રાદિનો સ્પર્શ થઈ જાય તે સ્પર્શજ દોષ. અજાણપણે થતો દોષ પણ તેમાં સમાવિષ્ટ છે નૈવેદ્યાદિમાં કોઈ ત્રાહિત માણસની દૃષ્ટિ પડે તે પણ એક દોષ જ છે

આ દોષો શ્રૌત કે સ્માર્ત હો, અથવા તો લૌકિક હો, પણ તે કોઈપણ પ્રકારે માનવાજ નહિ. અર્થાત તે દોષો સેવાપ્રતિબંધક છે. એમ સ્વપ્ને પણ ભીતિને સ્થાન આપવું નહિ આ ઉક્તિને દૃઢ કરવા આચાર્યચરણ 'આ દોષ ન માનવા' એટલી આજ્ઞા કરી વિરમતા નથી; પણ વિશેષ આજ્ઞા કરે છે કે, કોઈપણ પ્રકારે ન માનવા, વધારે તો શું પણ આ દોષ પ્રાપ્ત થશે કે કેમ? એ સંભાવના

---

१. आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्त्तिनोऽर्जुन।

२. यस्य स्मृत्या च नामोक्त्या तपोयज्ञक्रियादिषु। न्यूनं सम्पूर्णतां याति सद्यो वन्दे तमच्युत

પણ આ માર્ગમાં પ્રવિષ્ટ થયા પછી રાખવી ઇષ્ટ નથી. કારણ શું ? નિર્દોષ પ્રભુ સાથેનો નિત્ય સંબંધ, સમર્થ ભગવદનુગ્રહ સંપૂર્ણ-ગુણવાન્ પ્રભુ સાથે સંબંધ ધરાવનારને વરાકતર દોષો શું કરે ? પૂજામાર્ગમાં પૂજા માટે દોષ નિરાકરણાર્થે ઘણા પ્રકારો પ્રકટ કરવામાં આવ્યા છે, પરંતુ શુદ્ધ ભક્તિમાર્ગમાં તો સેવાર્થે ભગવન્નિવેદન વિના ઇતર કોઇ પણ દોષવિનિવારક નથી, એ માનવું સુતરામ યુક્તજ છે.

"[૧]સાક્ષાદ્ભક્તિયોગજ અનર્થને શમન કરનાર છે." "[૨]મન્નિષ્ઠ શ્વપાક–ચાંડાલોને પણ ભક્તિ પવિત્ર કરે છે? વગેરે વચનોથી ભક્તિમાર્ગ સ્વતઃ દોષનિવર્તક છે. ભક્તિમાર્ગમાં પૂજામાર્ગ પેઠે સાધારણ સેવ્ય નથી; સાક્ષાત્ પૂર્ણ પુરૂષોત્તમ સેવ્ય છે. પુરૂષોત્તમના અંશ કે વિભૂતિ સેવ્ય નથી. પંચમ સ્કંધમાં ભગવદ્ભક્ત સ્વરૂપના નિરૂપણ પ્રસંગમાં "ભગવદીયપણાર્થીજ સર્વ પુરૂષાર્થ સિદ્ધ છે", એમ ઉપદેશ્યું છે. અર્થાત આનાથી ભક્તના ઉત્કર્ષનો અવધિ કહ્યો. આનાથી બીજો કયો વધારે ઉત્કર્ષ હોય? હવે વિચારવાનું કે જ્યાં ભગવદીયપણાથીજ સર્વ પુરૂષાર્થ તુચ્છ થઇ જાય ત્યાં ભક્તિમાર્ગીય નિવેદન સર્વદોષ દૂર કરે તેમાં આશ્ચર્ય શું ? પૂજા માર્ગ કર્મમાર્ગાંતરગત છે તેનો ભક્તિમાર્ગમાં પ્રવેશ નથી. કર્મ-માર્ગને સાક્ષાદ્ભગવત્સંબંધ નથી, તે કારણથીજ તેને દોષ સંબંધ છે. પૂજામાર્ગીયો પૂજા કરી દોષ દૂર કરવા ઇચ્છે તો તેની ઇચ્છા નિષ્ફલજ નીવડે. તેનું કારણ એ છે કે પૂજામાર્ગમાંના પૂજ્ય વિભૂતિરૂપ છે. સાક્ષાદ્રસાત્મક પ્રભુ નથી. આટલા કારણોથી પૂજા-માર્ગ સર્વદોષનિવૃત્તિ માટે થોડો પણ સમર્થ નથી. પૂજામાર્ગની નીચે જણાવેલી પ્રભુ પરાઙ્મુખતા જ આ નિશ્ચય કરાવે છે. પૂજા-માર્ગમાં પહેલાં તો પૂજ્યને આવાહનને નામે બોલાવવામાં આવે છે. જાણે ક્યાંક–કોઈ સ્થળમાં સંતાઇ પેઠા હોય ને શું !! બો-

---

૧. **अनर्थोपशमं साक्षात् भक्तियोगम् ।**

૨. **भक्तिः पुनाति मन्निष्ठान्श्वपाकानपि ।**

લાવ્યા પછી તેને સ્નાનાદિ કરાવ્યા પછી, ધૂપ, દીપ, નૈવેદ્ય વગેરે બધું દેખાડે છે. કદાચ દક્ષિણા–કે અંતર ધૂપાદિ સામગ્રી ન હોય તો તેને બદલે માત્ર એક આચમની જલ આપવામાં આવે છે! આ પ્રમાણે તેનો સંપૂર્ણ ઉપહાસ કરી વિસર્જનને નામે 'આપ આપને ઠેકાણે પધારો' એમ બોલી વિદાય કરવા આવે છે!!! આવી પૂજામાર્ગની ઘણી ખુબી છે. આવાહન, વિસર્જન બધું મંત્રથી થાય છે. આ ઉપરથી સમજાય છે કે, મંત્રથી બોલાવે ત્યારે આવે ને વિદાય કરે ત્યારે વિદાય થાય એવી વિભૂતિજ હોય, પ્રભુ ન હોય. પુરુષોત્તમ તો સ્પષ્ટ આજ્ઞા કરે છે કે, 'હું[1] વેદથી ગ્રાહ્ય નથી.' 'કેવલ ભક્તિથીજ ગ્રાહ્ય છું.' આ ઉપરથી નિશ્ચય થાય છે કે, મંત્રાદિકને આધીન તો વિભૂતિઓ છે. પૂર્ણપુરુષોત્તમ પ્રભુ તો જ્યાં ભક્તિ દેખે ત્યાં વગર બોલાવે પધારે, એવા પરમ દયાલુ છે. વળી પૂજામાર્ગમાં દેવોને પૂજાથી સંતુષ્ટ કરી તેનો ઉપયોગ મોહન, મારણ, ઉચ્ચાટન વગેરે અવદ્ય–લૌકિક કાર્યમાં થાય છે, અને પૂજ્ય દેવતા મંત્રમાં શત્રુતા વગેરે ધર્મો પણ સંભળાય છે ભક્તિમાર્ગમાં સર્વના નિયંતા, સર્વના ઈશ્વર બ્રહ્માદિદેવોપાસ્ય, આનંદાત્મક શ્રીહસ્ત, ચરણ, મુખવાળા શ્રીપુરુષોત્તમના સેવકોમાં તેવા ધર્મોનો સંભવ પણ નથી. પ્રભુજ શ્રીમુખે આજ્ઞા કરે છે કે, હું[2] સર્વભૂત માત્રમાં તુલ્ય છું કોઇ મારો શત્રુ નથી, કોઇ મારો પ્રિય પણ નથી. જે મને ખરા પ્રેમથી ભજે છે–ચાહે છે, તેમાં હું છું, અને તે મારામાં છે.' શ્રીમદ્‌ભાગવતમાં સ્થિત પ્રહ્લાદવાક્ય પણ એજ અર્થનું ઉદ્‌બોધન કરે છે. પૂજામાર્ગની અને ભક્તિમાર્ગની વચ્ચે આટલું વૈષમ્ય–વિલક્ષણતા છે.

પ્રસ્તુત વિષયમાં આટલું ખાસ લક્ષમાં રાખવું. બ્રહ્મસંબંધ થયા પછી દેહ, ઈંદ્રિય, પ્રાણ, અંતઃકરણ, જીવ એ સર્વમાં અને

---

**૧. नाहं वेदै० भक्त्याहमेकया ग्राह्यः । गीता.**

**૨. समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः । ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ।**

એમના બધા ધર્મોમાં પણ ભગવદીયત્વ પ્રકટ થાય છે. અર્થાત્ એ બધાના સ્વામી કહો-પ્રેષ્ઠ કહો તોએ ભગવાન્, એ સર્વના પ્રેરક કહો તો પણ પ્રભુજ. આથી દેહાદિના સ્વતંત્રસંબંધ નિવૃત્ત થાય છે. દેહાદિ સ્વરૂપતઃ તો છેજ, પણ પારકા થયલા હોયને શું, એવી રીતે હોવાથી ભગવદીયને કંઈ કરી શકતા નથી. અર્થાત્ સેવાના સર્વ પ્રતિબંધકની નિવૃત્તિ એટલે આજ નિવૃત્તિ. દેહાદિ કંઈ પોતાનું સ્વરૂપ છોડી જતા નથી, પોતાનું સ્વરૂપ તો કાયમ રાખે છે, પણ ઉપર કહ્યા પ્રમાણે તે પરતંત્ર થઈ ગયા એટલે ભગવદીય ઉપર પોતાનું કંઈ પણ જોર દાખવી શકતા નથી. આ ઉપરથી ભગવત્સાયુજ્ય મોક્ષની પ્રાપ્તિ સેવાર્થી થવી જોઇએ, મુખ્ય ફ્લની પ્રાપ્તિ, પ્રત્યક્ષ અનુભવાતો વિરોધ વગેરે સંશયો પરાસ્ત થાય છે. દેહ વગેરે અસ્તિત્વ ભોગવે છે, માટે સાયુજ્ય મોક્ષ પણ સંભવ નહિ. ફક્ત પ્રતિબંધકોની નિવૃત્તિ થઈ છે, તેથી તેનો સેવામાં અંગીકાર થાય છે, કંઇ એકદમ મુખ્ય ફ્લની પ્રાપ્તિ નથી થતી.

આ બધા દોષો, જેમ પૂજામાર્ગમાં અમુક દોષની નિવૃત્તિ માટે પ્રાયશ્ચિત્ત કરવામાં આવે છે, તેમ અત્ર પ્રાયશ્ચિત્ત કરવાથી નિવૃત્ત કેમ ન થાય ? બ્રહ્મસંબંધથી વિશેષ શો લાભ ? આનો ઉત્તર શ્રીમદાચાર્ય ચરણ નીચેના શ્લોકથી આપે છે.

**मूलम्—अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथञ्चन ।**
**असमर्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥४॥**

**सान्वय पदार्थः—अन्यथा** ( નિવેદન વિના ) **सर्वदोषाणां** ( સર્વ દોષોની ) **न** ( નથી ) **निवृत्तिः** ( નિવૃત્તિ ) **कथञ्चन** ( કોઈ પણ રીતે ) **असमर्पितवस्तूनां** ( ન સમર્પેલી વસ્તુનો ) **तस्मात्** ( તેટલા માટે ) **वर्जन** ( ત્યાગ ) **आचरेत्** ( કરવો ).

**અક્ષરાર્થ**—નિવેદન વિના સર્વ દોષોની કોઈ પણ પ્રકારે નિવૃત્તિ થતી નથી. તેટલા માટે ન સમર્પેલી વસ્તુનો ત્યાગ કરવો.

**રહસ્યઃ**—ભક્તિમાર્ગમાં નિવેદનજ સેવાના પ્રતિબંધોને તોડનાર છે, બીજું કોઈ નથી, કર્મ, જ્ઞાન, નિવેદનરહિત ભક્તિ, અથવા ગમે તે સાધન કરો; પણ તે બધા સદોષ છે. કોઈ પણ સાધન દેશકાલના દોષોથી નિર્મુક્ત નથી. હવે વિચારવાનું કે જે પોતેજ સદોષ હોય તે બીજાને ક્યાંથી દોષમુક્ત કરે? જેને બ્રહ્મસંબંધ થાય છે, તેના દેહજીવાદિ ભગવાનના થઈ જાય છે, તેનો પોતાનો હક બીલકુલ રહેતો નથી. માટેજ તેને દોષો સ્પર્શ કરી શકતા નથી, એથીજ નિવેદન સ્વતંત્ર સર્વ દોષનિવર્તક છે, ઈતર કોઈ એવું સાધન સર્વથા નથી, તે નથીજ.

આ પ્રસંગમાં આટલો વિષય ખાસ જાણવાયોગ્ય છે. એકાદશસ્કંધમાં પ્રભુ ઉપદેશે છે કે;—'[1]મનુષ્ય માત્રના કલ્યાણની ઈચ્છાથી મેં ત્રણ યોગો કહ્યા છેઃ—જ્ઞાન, કર્મ, ભક્તિ.' આ વાક્ય ભગવાને જીવના શ્રેય માટે ત્રણ સાધન બતાવ્યાં એ સ્પષ્ટ છે. શ્રેયસ્—કલ્યાણ, અર્થાત્ દુઃખ ન થતાં સુખજ રહે તે. શ્રેયસ્ શબ્દના વિવરણરૂપે શ્રીમદ્ભાગવતના ચતુર્થસ્કંધમાં નારદનું વાક્ય પ્રમાણરૂપ છે 'હે [2]રાજન્! કર્મથી તું કયું શ્રેય ઇચ્છે છે? દુઃખના નાશ અને સુખ પ્રાપ્તિરૂપ શ્રેય ઈચ્છતો હોય તો તે અહીં મળશે નહિ' આનો ફલિતાર્થ એ કે, શ્રેયસ્ એટલે સુખપ્રાપ્તિ—દુઃખનિવૃત્તિપૂર્વક. દરેક મનુષ્યની બુદ્ધિની વળણ દુખના અભાવ તરફ પહેલી હોય છે દુખોત્પત્તિનું કારણ પૂર્વે ગણાવેલા દોષોજ છે. તે દોષોની નિવૃત્તિ પ્રાયશ્ચિત વગેરે કર્મથી નથી થતી. થોડી થાય તો શા કામની? સદામાટે તે થવી જોઇએ. પ્રાયશ્ચિતાદિ કર્મો સર્વદોષની નિવૃત્તિ કરવામાં તદ્દન અશક્ત છે, કેમકે પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ મનની પ્રવૃત્તિ પાપમાં જણાય છે. ષષ્ઠ

---

૧. **योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयोविधित्सया । ज्ञानं कर्म च भक्तिश्च । एकादशस्कंध.**

૨. **श्रेयस्त्वं कतमद्राजन् कर्मणात्मत ईहसे ? दुःखहानिः सुखावाप्तिः श्रेयस्तन्नेह चेष्यते ।**

સ્કંધમાં શ્રી શુકદેવજી પરીક્ષિત્‌ને કહે છે કે;–'હે રાજન્[1]! કર્મથી કરાતો કર્મનો પરિહાર કાયમ રહેનાર નથી; એ તો અવિદ્વાન્ અધિકારીઓ માટે પ્રાયશ્ચિત્ત વિમર્શનરૂપ જ છે.' આ ઠેકાણે એમ કહી શકાય કે દોષની નિવૃત્તિ જ્ઞાનથી થવી જોઇએ, કેમકે ભગવાન્ પોતેજ ગીતામાં આજ્ઞા કરે છે. 'હે [2]અર્જુન જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મને ભસ્મ કરી નાંખે છે.' આ ભગવદ્વાક્યથી જ્ઞાન સર્વદોષ ગ્રાસ કરે તેમાં સંશય ન થવો જોઇએ, આનો ઉત્તર આ છે. જ્ઞાનથી દોષનિવૃત્તિ થાય તેમાં કંઈ વિરોધ નથી, પરંતુ તે જ્ઞાન કેવું જોઇએ? તે જ્ઞાન માટે પાખંડપ્રચુર જેમાં લોક છે એવો સમય છે કે કેમ? વગેરે કારણોનો વિચાર કરવો જોઇએ.

જ્ઞાન કેવી રીતે કેટલે સમયે ક્યારે દોષનિવર્ત્તક થાય છે, તે અમે શ્રીમદ્‌ભાગવતના પ્રમાણદળથી જ બતાવીએ છિએ. શ્રી શુકજી આજ્ઞા કરે છે કે;–'[3]હિતકારક અન્નનું અશન ન કરનારનોજ સર્વ વ્યાધિઓ પરાભવ કરે છે. નિયમ પુરઃસર વર્તનાર તો શનૈઃ શનૈઃ કલ્યાણ માટે સમર્થ થાય છે.' (જ્ઞાન સાધવા સમર્થ થાય છે!) વળી 'તપ, બ્રહ્મચર્ય, શમ, દમ, ત્યાગ, સત્ય, પવિત્રતા, યમ, નિયમ, એ સાધનોએ કરીને ધર્મને જાણનાર ધીર પુરુષો દેહ, વાણી અને બુદ્ધિથી ઉત્પન્ન થયલા પાપને બાળી નાંખે છે, 'જેમ અગ્નિદેવ વાંસડાઓના સમૂહને બાળી નાંખે છે તેમ.' આ શ્લોકોમાં પ્રથમ હિતકારક અન્નભક્ષણના દૃષ્ટાંતથી ધીરે ધીરે સાધનના બળવડે જ્ઞાનોત્પત્તિ કરે છે, એમ ક્ષેમ શબ્દથી જણાવ્યું. પછી

---

૧. कर्मणा कर्मनिर्हारो न ह्यात्यन्तिक इष्यते । अविद्वदधिकारित्वात्प्रायश्चित्तं विमर्शनम् ॥

૨. ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन ।

૩. नाश्नतः पथ्यमेवान्नं व्याधयोऽभिभवन्ति हि । एवं नियमकृद्राजन् शनैः क्षेमाय कल्पते । तपसा ब्रह्मचर्येण शमेन च दमेन च । त्यागेन सत्यशौचाभ्यां यमेन नियमेन च । देहवाग्बुद्धिजं धीराधर्मज्ञाः श्रद्धयान्विताः । क्षिपन्त्यघं महदपि वेणुगुल्ममिवानलः ॥ षष्ठ स्कन्ध–प्रथम अध्याय.

જ્ઞાન થવામાં સાધનભૂત નવ સાધનો ઉપદેશ્યાં. તેમાં પ્રથમ સાધન તપ છે. તપ એટલે '[1]મન અને ઇંદ્રિઓની એકાગ્રતા એજ પરમ તપ' એ વાક્યથી તપનો અર્થ સમજવો. બીજું સાધન બ્રહ્મચર્ય આ રીતનું હોવું જોઇએ. નીચે જણાવેલા આઠ અંગ ન હોય તે બ્રહ્મચર્ય. '૧. સ્મરણ, ૨. કીર્તન, ૩. ક્રીડા, ૪. પ્રેક્ષણ, ૫. ગુહ્યભાષણ, ૬. સંકલ્પ, ૭. નિશ્ચય, ૮. ક્રિયાની નિર્વૃત્તિ.' આ અષ્ટાંગ મૈથુન છે, તેથી વિપરીત-રહિત તેજ બ્રહ્મચર્ય. શમ એટલે મન ઇંદ્રિય ઉપર કાબુ રાખવો તે. દમ એટલે બાહ્ય ઇંદ્રિય ઉપર જય મેળવવો તે. ત્યાગ એટલે દાન. સત્ય એટલે સત્યભાષણ પવિત્રતા એટલે દેહાદિકની શુદ્ધિ માટે પાળવામાં આવતો આચાર યમ એટલે અહિંસા. નિયમ એટલે જપાદિક.

આટલા બધા સાધનો હોય ત્યારેજ જ્ઞાનોત્પત્તિ થાય. સમય કેટલો જોઇએ, તેનો વિચારશીલ વિચાર કરી શકેજ. તે જ્ઞાનોત્પત્તિ થયા પછી દોષનિવૃત્તિની આશા પણ રાખી શકિએ આજકાલમાં જ્ઞાનોત્પત્તિ થવી દુર્ઘટ છે, કારણ કે જ્ઞાનોત્પત્તિ થવામાં સાધનભૂત સાધનો યથાસ્થિત સાચવી શકાતાં નથી, માટે જ્ઞાનથી દોષનિવૃત્તિ થશે, તે પણ આવા સમયમાં!! એમ આશા રાખવી, તે ફોગટ જ છે.

શ્રી શુકજી ઉપર પ્રમાણે જ્ઞાનમાર્ગનું દિગ્દર્શન કરાવીને પણ છેવટે તેની દુર્ઘટતા લક્ષમાં લઇને, કહો કે તેથી કંટાળીને જ સુગમ સર્વોત્કૃષ્ટ ભક્તિમાર્ગનો ઉપદેશ કરે છે. [2]'રાજન! કેટલાક

---

**१. मनसश्चेन्द्रियाणांच एकाग्र्यं परमं तपः । ૩. स्मरणं कीर्तनं केलिः प्रेक्षणं गुह्यभाषणम् । सङ्कल्पोऽध्यवसायश्च क्रियानिर्वृत्तिरेवच ।**

**२. केचित्केवलया भक्त्या वासुदेवपरायणाः । अघं धुन्वन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः । न तथा ह्यघवान्राजन्पूयेत तप आदिभिः । यथा कृष्णार्पितप्राणस्तत्पूरुषनिषेवया । सध्रीचीनो ह्ययं लोके पन्थाः क्षेमोऽकुतोभयः । सुशीलाः साधवो यत्र ना-**

તો કેવલ ભક્તિથી જ વાસુદેવપરાયણ થઇને પોતાના સમગ્ર પાપને ધોવે છે. જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે, તેમ." જેવી રીતે પાપી પુરૂષ ભગવદીયની સેવાથી શ્રીકૃષ્ણને પ્રાણ અર્પિને શુદ્ધ થાય છે, તેવી રીતે તપ વગેરે સાધનોથી નથી થતો. ' કલ્યાણકારક, ભય વગરનો સીધો માર્ગ આ લોકમાં આ જ છે. જે માર્ગમાં રહીને નરો સુસ્વભાવયુક્ત, નારાયણપરાયણ સાધુ બને છે.' વળી હે રાજેંદ્ર! જેમ નદિઓ સુરાના-મદ્યના ઘટને પવિત્ર કરી શકતી નથી, તેમ આચરેલાં પ્રાયશ્ચિતો નારાયણથી પરાઙ્મુખ થયેલાઓને કદી પાવન કરતાં નથી.' જેઓએ ફક્ત એકજવાર પોતાનું મન શ્રીકૃષ્ણના ચરણકમલમાં ચોટાડયું છે, શ્રીકૃષ્ણના ગુણમાં અનુરાગવાળું બનાવ્યું છે, તેઓ તો પાપાચરણવાળા છતાંએ પણ નિષ્પાપ થઇ સ્વપ્નમાં પણ યમને અને પાશવાળા તેના અનુચરોને જોતા નથી.' આ સર્વ બ્રહ્મસંબંધકરણથી જ થાય છે, અન્યથી નહિ.

આ સર્વ શ્લોકોના મુદ્દા આ છે. સર્વથી પ્રથમ 'કેટલાક તો' એ શબ્દથી તે લોકો કવચિત્ જ હોય છે: દુર્લભ છે, એમ સૂચવ્યું. 'કેવલ ભક્તિથી' એ વાકયથી એમ જણાવ્યું કે ભક્તિને જ્ઞાનની પેઠે બીજા સાધન સમુદાયની અપેક્ષા નથી. ભક્તિ જ્ઞાનથી અતીવ પ્રબલ છે. 'સમગ્ર પાપને' એ કથનથી તથા ઝાકળ અને સૂર્યના દૃષ્ટાંતથી ઉપદેશ્યું કે, જેમ સૂર્ય જ્યારે બરોબર તપે છે, ત્યારે ઝાકળ સ્વત: જ નષ્ટ થાય છે, તેમ અહિં પણ પાપ પુંજનો ભક્તિ સમુદય થયા પછી તુરત જ નાશ થાય છે. 'શ્રીકૃષ્ણને પ્રાણ અર્પિને' એ કથનનો આશય એ છે કે, એ અધિકારિને બ્રહ્મસંબંધકરણ હોવું જોઇએ. 'ભગવદીયની સેવાથી' એ વાકયનું તાત્પર્ય એ છે કે, નિરંતર ભગવદ્ભક્તનો સંગ કરવો. પછી

---

रायणपरायणाः । प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् । न निष्पुनन्ति राजेन्द्र सुराकुम्भमिवापगाः । सकृन्मनः कृष्णपदारविन्दयोर्निवेशितं तद्गुणरागि यैरिह । न ते यमं पाशभृतश्च तद्भटान्स्वप्नेऽपि पश्यन्ति हि चीर्णनिष्कृताः । षष्ठ स्कंध अ. १.

માર્ગની ઉત્કૃષ્ટતા જણાવવા સારૂ ભક્તનું સ્વરૂપ બતાવ્યું છે, તેથી જ દાંભિકોના સંસર્ગનો ત્યાગ પણ સૂચિત છે. આગળ ચાલતાં મદ્યપાત્ર–નદીનાં દૃષ્ટાંતથી બહિર્મુખે કરેલાં પ્રાયશ્ચિતોની નિષ્ફલતા બતાવી છે. છેવટે પોતાના ચિત્તને પ્રભુમાં પરોવનાર સર્વ દોષથી મુક્ત થાય છે, એમ મુક્તકંઠે ઉપદેશ્યું. આ સર્વ કથનના દૃષ્ટાંત-રૂપે પાપના ભારનું ભરણ કરનાર અજામિલનું ચરિત્ર વર્ણવ્યું.

આ સર્વનો સાર તથા નિષ્કર્ષ આ છે. પ્રથમ ભગવદીયનો સંગ કરવો, દાંભિકોને દાદ ન આપવી, અન્ય સાધનમાં થતી શ્રદ્ધાને તિલાંજલિ દેવી, પછી પ્રભુમાં ચિત્ત ચોટાડવું અને તદ્ગુ-ણગાનમાંજ મસ્ત બનાવવું, ત્યારે દોષરહિત થવાય. શ્રીમદાચાર્યજી નિબંધમાં આજ્ઞા કરે છે કે;–'[1]પોતે હોય તો ભગવત્સેવકજ, પણ કંઈ કારણવશાત ભિન્ન થયા હોય તો તેનાંજ સર્વ રીતે પાપ નાશ થાય છે, ખચિતજ ' આ ઉપરથી સમજાય છે કે પૂર્વે ભગવત્સેવકજ હોય, કોઈ કારણથીજ અહીં આવ્યા હોય તેવા લોકો માટેજ આ માર્ગ છે. આવા લોકોને બ્રહ્મસંબંધ થાય તો તેના સર્વ પાપ નાશ થાય. માટે વાસ્તવિક અધિકારીઓ તો આજ છે. વળી નિબંધના આરંભમાં શ્રીમહાપ્રભુ ઉપદેશે છે કે;–' સાત્ત્વિક, ભગવદ્ભક્તો કે જેઓ મુક્તિના અધિકારી છે, સંસારાંતે ઉત્પન્ન હોવાથી દૈવ છે, તેમને માટે આ નિરૂપણ કરાય છે.' જોકે ભક્તિમાં સર્વ અધિકાર ધરાવે છે, એમ પ્રહ્લાદવાક્યથી સિદ્ધ કરી ગયા છીએ, તોપણ ફલ–તે પણ સર્વાંશે ઉપર દર્શાવેલા વિરલાઓને જ પ્રાપ્ત થાય છે. **વાસ્તે બ્રહ્મસંબંધ તેવાઓનેજ થવો જોઇએ.** તેવાઓને એટલે જેઓ ભજનમાં ઘણોજ ભાવ રાખતા હોય, કંઈક સેવા કરવા લાગ્યા હોય, તેને અનુસરીને પ્રશ્ન કરવા લાગ્યા હોય, માર્ગમાં રૂચિ થયેલી હોય, વેશ, ભાષા, આચાર પણ સારા

---

**१. भगवत्सेवका ये तु कथञ्चिद्भिन्नतां गताः । सर्वात्मना पापनाशस्तेषामेव भवेद्ध्रुवम । निबन्ध. २. सात्त्विका भगवद्भक्ता ये मुक्तावधिकारिणः भवान्त सम्भवाद्दैवास्तेषामर्थे निरूप्यते ।**

હોય તો તે અત્ર અધિકારી છે.[1] એટલું તો ખરૂં કે પહેલાં પાપાચરણવાળો હોય, પણ પાછળથી ભાક્તમાર્ગમાં ઉત્કંઠાવાળો થયો હોય તો તેને પણ ઉપદેશ કરવો. પ્રભુ આજ્ઞા કરે છે કે;–'ઘણા જ દુરાચરણવાળો હોય છતાં, બીજાને ન ભજતાં મને જ જો ભજે તો સાધુ સમજવો,' કેમકે તે સારા વ્યવસાય ઉપર આવેલો છે.' આ વાક્યમાં પણ દુરાચારી હોઇ, પછી ભગવદ્‌ભક્તિમાં આસક્ત હોય તો તે સાધુ જ છે, એમ માનવું એ સ્પષ્ટ છે. આ નિશ્ચયને વધારે દૃઢ કરવા બીજું ભગવદ્વાક્ય પણ ઉપસ્થિત છે. 'તે[2] જલદી ધર્માત્મા થાય છે અને નિરંતર શાંતિને મેળવે છે. હે અર્જુન ! સમજજે કે, મારો ભક્ત નાશ પામતો નથી.' હવે કોઈ એવો જ અધિકારી આવે કે જે પોતે તો બીલકુલ ઉત્કંઠા ન જ ધરાવતો હોય, પરંતુ સત્સંગથી કે કુલપરંપરાથી પ્રાપ્ત થયો હોય તો તેને પણ ઉપદેશ અપવો[3] ફક્ત એટલો સંશય રહે છે કે, તેમાં ભગવત્કૃપા છે કે નહિ ? તેથી જ તેને બ્રહ્મસંબંધકરણનું ફલ પ્રાપ્ત થશે કે નહિ, એ પણ નિશ્ચય કહી શકાતું નથી. આને ઉપદેશ કરનારને દોષ લાગુ પડતો નથી, કેમ કે તે તો સત્સંગાદિના વિશ્વાસથી ઉપદેશ કરે છે. જ્યારે બહિર્મુખતા પ્રકટ કરવા માંડે ત્યારે તેવા અધિકારિઓની ઉપેક્ષા કરવી જોઇએ. એકાદશસ્કંધમાં હરિ નામના યોગેશ્વર ભગવદ્‌ભક્તનાં લક્ષણ બતાવે છે, તેમાં ઉત્તમનું લક્ષણ વર્ણવી મધ્યમનું લક્ષણ આ પ્રમાણે વર્ણવે છે. 'જે[4] ઇશ્વરમાં પ્રીતિ રાખે છે, ભક્તમાં મિત્રતા કરે છે, બાલિશમાં કૃપા યોજે છે અને શત્રુની ઉપેક્ષા કરે છે તે મધ્યમ ભગવદીય છે.'

---

૧. **अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् । साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ।** ૨. **क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति । कौन्तेय प्रतिजानीहि न मे भक्तःप्रणश्यति ।** ૩. આજના સમયમાં આવા અધિકારીઓની કંઈ પ્રચુરતા હશે ? ૪. **ईश्वरे तदधीने च बालिशेषु द्विषत्सु च । प्रेममैत्री कृपोपेक्षा यः करोति स मध्यमः ।**

શ્રીમત્પ્રભુચરણ વિજ્ઞપ્તિમાં આ પ્રમાણે આજ્ઞા કરે છે. "[1]નિવેદિતાત્માથી ભિન્નની સદૈવ ઉપેક્ષા જ કરવી. તેઓ પણ કદાચ પ્રાવાહિક હોય તો તેની પણ સદા ઉપેક્ષાજ યોગ્ય છે.' આ સર્વ વિવેચન ઉચ્છૃંખલતા હૃદયમાં સ્થાન કરી બેસે માટે, વળી માર્ગની રીતિ સમજાવવા વાસ્તે, ભ્રાન્તિનો નાશ થવા સારૂ પ્રસંગથી કહ્યું.

હવે પ્રસ્તુત વિષયને અનુસરિએ. આ વિષયમાં સંશય છે કે, બ્રહ્મસંબંધથી પૂર્વના દોષો ભલે નષ્ટ થાઓ, પણ આજકાલના દેશ અને કાલ વગેરે તો દોષના ઉત્પાદક છે, તો તેના સંયોગથી દોષ કેમ પ્રાપ્ત ન થાય? તેનું નિવારણ શી રીતે થતું હશે? આ સંશયના શમન માટે આચાર્યશ્રી ઉપદેશે છે કે, ભગવાન્‌ને ન સમર્પાયલી વસ્તુનો સદૈવ ત્યાગ જ ઇષ્ટ છે, અર્થાત્ પ્રભુને જે પદાર્થ સમર્પ્યો ન હોય, તેના સંબંધ સુદ્ધાં ત્યજવો. એટલે અસમર્પિત વસ્તુના ત્યાગથી દેશકાલના સંયોગથી ઉત્પન્ન થતા દોષ સ્પર્શ કરતા નથી. અસમર્પિત વસ્તુ જ દોષોત્પાદક છે, પ્રભુને સમર્પાયલી વસ્તુ દોષજનક નથી.

આ ઠેકાણે એક આકાંક્ષા થાય છે કે, પ્રારબ્ધને લઇને વિદ્યમાન રહેતા દેહનો નિર્વાહ તો પ્રભુને સમર્પાયલા અન્નથી જ થાય છે, અર્થાત્ સ્વામીના અન્નથી સેવકનો નિર્વાહ થાય છે, માટે પ્રભુની વસ્તુના ભોગથી ઉત્પન્ન થતો દોષ સેવાનો પ્રતિબંધક થાય કે નહિ? થાય તો તેની નિવૃત્તિ કેમ કરવી? આ શંકાના નિવારણ માટે આચાર્યચરણ આજ્ઞા કરે છે કે;—

**मूलम्—निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादितिस्थितिः ।**
**न मतं देवदेवस्य सामिभुक्तं समर्पणम् ।।५।।**

**सान्वयपदार्थः—निवेदिभिः** (નિવેદનવાળાઓએ) **समर्प्य** (સમર્પીને) **एव** (જ) **सर्वं** (સર્વ) **कुर्यात्** (કરવું) **इति** (એ

---

[1] निवेदितात्मभिन्नेषु सदौदासीन्यमाचरेत् । प्रावाहिकास्तेऽपि चेत्स्युरुपेक्षैवोचिता सदा ।

પ્રકારની ) **स्थितिः** ( મર્યાદા છે. ) **देवदेवस्य** ( દેવના દેવને ) **साभिभुक्तं** ( અર્ધભુક્ત ) **समर्पणम्** ( સમર્પવું ) **मतं** (સંમત) **न** ( નથી. )

અક્ષરાર્થ:-નિવેદનવાળાઓએ ( પ્રભુને )સમર્પીનેજ સર્વ કાર્ય કરવું એવી મર્યાદા છે. દેવનાદેવને અર્ધભુક્ત સમર્પવું સંમત નથી.

**રહસ્ય:**-આ માર્ગને અનુસરીને આત્મનિવેદન કરનારાઓએ એવો અર્થ **निवेदिभिः** એ પદનો છે. આત્મસમર્પણના અવસરમાં મમતાસ્પદ ચેતનપદાર્થ દારા, પુત્ર વગેરે પ્રભુને સમર્પ્યા છે, અચેતન પદાર્થ ગૃહ, વિત્ત વગેરે પણ પ્રભુનેજ નિવેદ્યા છે, તો હવે તે સર્વનો પ્રભુમાં વિનિયોગ કરવો. ચેતન દારાદિને ભગવત્સેવામાં યોજી દેવા, નિશ્ચેતન ગૃહ, વિત્તાદિને પ્રભુના ઉપયોગમાં જ યોજવાં. કહ્યું છે કે, “ [1]આપે ઉપભુક્ત માલા, ગંધ, વસ્ત્ર, અલંકાર વગેરેથી ભૂષિત થયલા, આપનું ઉચ્છિષ્ટ લેનારા દાસો આપની માયાને જીતીએ છીએ.’ આવી દોષરહિત ભક્તિમાર્ગની પરમરમણીય મર્યાદા છે.

મૂલ શ્લોકમાં ‘ સર્વ કરવું ’ એમ સામાન્ય છે, એટલે સર્વ શું ? સર્વ શબ્દથી લૌકિક, વૈદિક, કરવા ધારેલું સર્વ કાર્ય લેવું. લૌકિક કાર્ય-પુત્રાદિના વિવાહ પ્રસંગે બ્રાહ્મણભોજન પ્રસંગે અને પોતાના ઉપયોગમાં આવતા સર્વ પદાર્થો, તે પ્રભુને સમર્પી પછી તે તે ઉપયોગમાં લેવા. વૈદિક કાર્ય શ્રાદ્ધ યાગ વગેરે, તેમાં પણ સર્વ નિવેદિત પદાર્થજ વાપરવા. શ્રાદ્ધ માટે બનાવેલા પાકાદિક પદાર્થો, યાગ માટે તૈયાર કરેલા ઘૃતાદિક પદાર્થો પ્રભુને નિવેદીનેજ શ્રાદ્ધાદિકમાં વાપરવા. શ્રીમદ્ભાગવતના સપ્તમસ્કંધમાં કહ્યું છે કે;-‘ [2]ભગવાનને નિવેદેલા અન્નવડેજ બીજા દેવતાઓનું યજન

---

१. **त्वयोपभुक्तस्रग्गन्धवासोऽलङ्कारचर्चिताः । उच्छिष्टभोजिनो दासास्तव मायां जयेमहि ।**

२. **विष्णोर्निवेदितान्नेन यष्टव्यं देवतान्तरम् । पितृभ्यश्चापि तद्देयं तदानन्त्याय कल्पते ।**

કરવું. પિતૃઓને પણ તેજ આપવું. તેમ કરવાથી તે અનંતકાલ સુધી સ્થાયિ રહેવા સમર્થ થાય છે. ભક્તિમાર્ગની આ મર્યાદાનું ઉલ્લંઘન કદી નજ કરવું. જેમ વેદની મર્યાદા તોડ્યાથી દોષના ભાગી થઇએ છીએ; તેમ આ મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી પણ દોષભાક્ થઇએ. આ અર્થ જણાવવા માટે આચાર્યશ્રી શ્લોકમાં **સ્થિતિ** પદ યોજે છે.

આ સર્વ નિર્ણય ઉપરથી પ્રભુની વસ્તુના ઉપભોગથી જે દોષ પ્રાપ્ત થવાની શંકા થતી હતી, તે નિવૃત્ત થાય છે. સર્વવસ્તુ તો પ્રભુનું સ્મરણ કરી પ્રભુને સ્વાધીન કરી; પોતાનો દેહ પણ પ્રભુને તાબે કર્યો; પોતાની કહેવાતી સર્વ વસ્તુ પણ પ્રભુની થઇ, હવે તે પ્રસાદરૂપ વસ્તુઓથી પોતાનો નિર્વાહ કરે તો તેથી કશો પણ દોષ પ્રાપ્ત થાય નહિ.

હવે સમર્પણ જેવી રીતે દૂષિત ન થાય તેવો પ્રકાર દર્શાવવા દૂષિત વસ્તુના સંસર્ગનો નિષેધ કરે છે. પ્રથમ વસ્તુમાત્ર પ્રભુને સમર્પવાની આવશ્યક્તા બતાવી. હવે પ્રભુ માટે જે પદાર્થ તૈયાર હોય, તે પદાર્થમાંથી થોડો ભાગ કોઇ પુરૂષ, કે બાલક સ્ત્રી વગેરે અજ્ઞાનથી પોતાના ઉપયોગમાં લે તો તે પ્રભુને ધરાય નહિ. અર્થાત્ જેમ કે કોઇ માણસ પોતાના ઉપયોગ માટે અમુક વસ્તુ લાવ્યો, પછી તેમાંથી અડધો ભાગ પોતાના ઉપયોગ માટે લીધો, પછી પાછળથી તે વધેલા પદાર્થને અસમર્પિત સમજી પ્રભુને સમર્પવા ઇચ્છે તો તે યોગ્ય નજ ગણાય. કારણ કે તે વસ્તુ લ-વેલો છે પોતાના ઉપયોગ માટે, તેના મનમાં ખ્યાલ પણ તેવેજ છે, પછી તે પોતાના ઉપયોગમાં લઈ વધેલાને પ્રભુને સમર્પવા ધારે તો તે વ્યર્થજ છે. અર્ધભુક્ત વસ્તુ આજ કહેવાય છે. આ-ચાર્યશ્રી આવી વસ્તુ પ્રભુને સમર્પવાનો સદંતર નિષેધ કરે છે અર્ધભુક્તનો યથાર્થ અર્થ આ છે કે ભુક્ત એટલે ભોગવેલ, ભોગ એટલે સુખદુ:ખનો અનુભવ. વસ્તુ સારી છે કે ઉતરતી, એની પરીક્ષા કરવા માટે મુખમાં નાંખવી કે સુંઘવી તે અર્ધભુક્તપણું

ન કહેવાય. તેને અર્ધભુક્ત લોકમાં કહેતા નથી. એ માનવામાં યુક્તિ એ છે કે, તે વસ્તુને દેખ્યા સુંઘ્યા કે ગમે તેમ કર્યા પછી તે માણસને તે વસ્તુની પોતાના ઉપયોગ માટે વાપરવાની ઇચ્છા થતી નથી. કદાચ ઇચ્છા થાય તો તે ઇચ્છાને દબાવી તેનો (વસ્તુનો) ફરીથી ઉપયોગ કરશે નહિ. કોઇ એવોજ જાગ્યો કે તેવી મરજી થઇ ગઈ, રોકી શકયો નહિ, તો તે અપરાધી બને છે, વસ્તુને કંઈ દોષ નથી. માનસિક વ્યભિચાર કરનાર પોતેજ દુષ્ટ બને છે. અર્ધભુક્તપણું ત્યારેજ થાય કે જ્યારે વસ્તુને દેખતાંવાર તેના ઉપભોગની તીવ્ર ઇચ્છા થઈ જાય, રહેવાય નહિ, અને તુરતજ ઇંદ્રિયનો વ્યાપાર શરૂ કરે, (હાથમાં લઇને મોઢામાં મુકે) એટલે અર્ધભુક્ત વસ્તુ થઈ ચુકી, અને તેવી પ્રભુને સમર્પવી નહિ, એ તાત્પર્ય છે.

હવે કદાચ પ્રભુને સમર્પવાની વસ્તુને પોતાના ઉપયોગ માટે વાપરવાની મનમાં ઇચ્છા થઇ જાય તો તે માટે પ્રભુને પ્રાર્થના કરવી. હે પ્રભો ! આ મૂઢ જીવનો અપરાધ થયો છે, તે નિવૃત્ત કરો. ફરીથી આવો અપરાધ મારાથી થાય નહિ, એવી મને બુદ્ધિ આપો. આ પ્રમાણે દીનતાપૂર્વક પ્રાર્થના કરવી. વળી બીજો ઉપાય એ છે કે, વજ્રચિન્હથી યુક્ત પ્રભુના ચરણકમલનું ધ્યાન કરવું. મુખ્ય તો દીનતાજ જોઇએ, દીનતા એજ પ્રભુના સંતોષનું કારણ છે. તૃતીયસ્કંધમાં શ્રીકપિલજી પણ એમ જ કહે છે. '[1]જેના પ્રક્ષાલનથી બનેલ નદીના શ્રેષ્ઠ જલને, તીર્થરૂપને મસ્તકે ધરી શિવ પણ શિવ (કલ્યાણરૂપ) થયા, તે પ્રભુના ચરણારવિંદનું, કે જે ધ્યાન કરનારાના મનના મેલરૂપી પર્વત ઉપર વજ્ર છોડે છે, તેનું નિરંતર ધ્યાન કરવું. વળી શ્રીમદાચાર્યજી પણ રાસપંચાધ્યાયીમાં આજ્ઞા કરે છે કે, મનના નિગ્રહ માટે પ્રભુના ચરણકમલના ચિન્હરૂપ અંકુશનું ધ્યાન કરવું.

---

**૧. यच्छौचनिःसृतसरित्प्रवरोदकेन तीर्थेन मूर्ध्न्यधिकृतेन शिवः शिवोऽभूत् । ध्यातुर्मनःशमलशैलनिसृष्टवज्रं ध्यायेच्चिरं भगवतश्चरणारविन्दम् ॥**

આ પ્રમાણે અર્ધભુક્ત વસ્તુને પ્રભુને સમર્પવાનો સદંતર નિષેધ કરીને નિરંતર કરવાનું કર્તવ્ય ઉપદેશે છે.

**मूलम्—तस्मादादौ सर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥**
**दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥**
**न ग्राह्यमिति वाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥**

**સાન્વયપદાર્થઃ**—**तस्मात्** ( તેટલા માટે ) **आदौ** ( પહેલાં ) **सर्वकार्ये** ( સર્વકાર્યમાં ) **सर्ववस्तुसमर्पणम्** (સર્વ વસ્તુનું સમર્પણ) **दत्तापहारवचनम्** ( સમર્પેલું-લેવું એ વાક્ય) **सकलं** ( સઘળું ) **न** (ન) **ग्राह्यम्** ( લેવું ) **वाक्यं** ( વચન ) **हि** ( ખરેખર ) **भिन्नमार्गपरं** ( અન્ય માર્ગને અનુસરનાર ) **मतं** ( મનાયલું છે. )

**અક્ષરાર્થઃ**—તેટલા માટે પહેલાં સર્વકાર્યોમાં સર્વવસ્તુનું સમર્પણ કરવું, સમર્પેલું-લેવું ( એ વિષયમાં સ્મૃત્યાદિમાં વાક્યો છે ) અને પ્રભુનું સર્વ ગ્રહણ કરવું નહિ, એ વાક્ય ભિન્નમાર્ગમાં ઉપયોગી છે.

**રહસ્યઃ**—પહેલાં અસમર્પિત વસ્તુના સંબંધના ત્યાગની આજ્ઞા કરી, પછી અર્ધભુક્ત વસ્તુ પ્રભુને સમર્પવી નહિ, એમ સ્પષ્ટ ઉપદેશ્યું. ઉપરના હેતુઓથી સર્વ કાર્યમાં-લૌકિક વૈદિકાદિમાં પહેલાં પ્રભુને સમર્પણ કરવું. પોતાના ઉપભોગ પહેલાં સર્વવસ્તુ પ્રભુને સમર્પવી. અર્થાત્ [1]સ્ત્રી પુત્ર વગેરે સર્વ પ્રભુને સમર્પવાં.

---

૧. આ વાક્યને અવલોકી, અગ્રતઃપુરતઃ તેનુ યથાર્થ અનુસંધાન કર્યા વગર જ જમાનામાં ચાલતી દુરૂઢિ ઉપરથી સંપ્રદાયના ઉત્તમોત્તમ સિદ્ધાંતને દૂષણ દેવાનું અકાંડતાંડવવત્ કાર્ય જે આજકાલના સ્વલ્પબુદ્ધિઓએ આદર્યું છે, તે ખરેખર શોચ્ય છે. એકલા નિંદાનાદકના નાયક દયાનંદે આ પંક્તિ ટાંકી ઉથલપાથલ કરી ઉંધુ સમજાવવા યત્ન કર્યો; એટલે તેની પાછળ બીજાઓએ પણ ‘ આંધળેકી હાર ચલી જેહાતાર ’ની માફક વર્તણુક ચલાવી છે. અફસોસ ! ! પ્રભો ! હજુ પણ તેમની નિસર્ગવક્ર બુદ્ધિને યથાર્થ અર્થ અવલોકવાનું સામર્થ્ય આપો.

વિવાહ પછી પોતાના ઉપભોગ પહેલાં તેનું નિવેદન કરવું. શ્રૌત, સ્માર્ત્ત વગેરે કાર્યો ભગવદાજ્ઞાથી પ્રાપ્ય છે, એવું મનમાં સ્મરણ કરવું. સર્વ કાર્ય કરવા માટે પ્રભુને વિનતિ કરવી. કર્મ કરવા માટે પ્રભુની આજ્ઞા માગવી. મહાપાકાદિ સર્વ પ્રભુને સમર્પાય એમ ન હોય તો મન અને વાણીથી સમર્પવાં.

આ ઠેકાણે આ શંકા ઉપસ્થિત થાય છે. ભક્તિમાર્ગમાં તો ઉપર જણાવ્યા પ્રમાણે નિવેદિત વસ્તુજ સ્વોપયોગમાં લેવી, અ-નિવેદિત નહિ; એવો નિયમજ થઇ ગયો, પરંતુ એકાદશસ્કંધમાં ઉદ્ધવે ભક્તિવિષયક પ્રશ્ન પ્રભુને કર્યો, તે વખતે પ્રભુ એમ પણ આજ્ઞા કરે છે કેઃ– 'મને [1]નિવેદેલો દીપાવલોક ઉપયોગમાં ન લેવો.' આનો એમ પણ અર્થ કળી શકાય કે, પ્રભુ પોતેજ પોતાને નિવેદેલા પદાર્થને ઉપયોગમાં લેવાની ના પાડે છે. આ શંકાનો પરિહાર આચાર્યશ્રી આપ પોતેજ કરે છે. **दत्त** એટલે પ્રભુને નિવેદેલું **अपहार** સમર્પેલી વસ્તુ જીવના ઉપયોગ માટે લેવી તે **दत्तापहार**–પ્રભુને નિવેદેલ વસ્તુ જીવના ઉપયોગ માટે લેવી, તેનો નિષેધ ઉપર જણાવેલા ભગવદ્વાક્યમાં ભક્તિમાર્ગના ઉપદેશ તરીકે છે. અને વળી પ્રભુને સમર્પેલું સર્વ ગ્રહણ ન કરવું તે વાક્ય અ-ન્યમાર્ગપરત્વે છે. બે પ્રકારના ભક્તિમાર્ગથી ઉલટા ચાલતા પૂજા માર્ગમાં યોજાયું છે. પૂજામાર્ગમાં આવું નિવેદન સ્વરૂપજ નથી. ભક્તિમાર્ગમાંજ તે સ્વરૂપ અવલોકાય છે. માટેજ પ્રભુએ એકાદશ-સ્કંધમાં નિવેદનનો કેટલો પ્રકાર દર્શાવ્યો છે. પ્રભુ ઉદ્ધવને આજ્ઞા કરે છે કેઃ–'જો [2]તું બ્રહ્મમાં મન સ્થિર રાખવાને અશક્ત હો, તો કંઈ પણ દરકાર રાખ્યા વગર મન્મય સર્વ કર્મ કર.' પછીથી ઉદ્ધવ ભક્તિનું સ્વરૂપ જાણવા પ્રભુને કેટલાક પ્રશ્નો કરે છે. પ્રભુ ભક્તિમાર્ગનું સ્વરૂપ તેને બતાવે છે. ભક્તિમાર્ગના ધર્મો વૈદિક

---

१. अपि दीपावलोकं मे नोपयुञ्ज्यान्निवेदितम् ।

२ यद्यनीशो धारयितुं मनो ब्रह्मणि निश्चलम् । मयि सर्वाणि कर्माणि निरपेक्षः समाचर ।

તાંત્રિક દીક્ષાથી પૃથક્ કહેવામાં આવ્યા છે. તાંત્રિક વૈદિક દીક્ષા આ માર્ગમાં નથી, એમ ઉપદેશ્યું. આ ઠેકાણે તો ભક્તિમાર્ગનો ઉપદેશ જ પૂર્વ જોઇએ. દાસ્યવડે આત્મનિવેદન કરવું, તેથી પણ એક અધિકાર પ્રાપ્ત થાય છે. આ પણ ભક્તિમાર્ગનું લક્ષ્મ હોવાથી પ્રથમ તેની અપેક્ષા છે. આગળ ચાલતાં પ્રભુ પૂજાનાં સ્થાન ગણાવે છે–સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાયો વગેરે. ઉપસંહારમાં તેમ કરવાથી ભક્તિના લાભ સાથે પ્રભુસ્મરણરૂપ ફલ પણ પ્રાપ્ત થાય છે, એમ ઉપદેશ્યું. છેવટે ઉદ્ધવને આજ્ઞા કરે છે કે:–'હે [1]ઉદ્ધવ! આ પરમ ગુહ્ય તને સંભળાવ્યું. આનાથી પણ વધારે ગુપ્ત રહસ્ય તને કહીશ. કેમ કે તું (મારો) ભૃત્ય છે, મિત્ર છે, સખા છે.' આ પ્રમાણે એકાદશના એકાદશાધ્યાયમાં આજ્ઞા કરીને દ્વાદશ અધ્યાયમાં ભક્તિ ઉપદેશી, પછી છ અધ્યાયમાં અન્ય વિષયના પ્રશ્નોત્તર થયા. છેવટે ઓગણીસમા અધ્યાયમાં ઉદ્ધવે ફરીથી ભક્તિવિષયક પ્રશ્ન કર્યો, ત્યારે પ્રભુએ પહેલાં ઉપદેશેલો જ ભક્તિમાર્ગ પુનઃ વિસ્તારથી ઉપદેશ્યો. આ ઉપરથી સમજાય છે કે ભક્તિમાર્ગના સાધનો ફલ વગેરે આ માર્ગથી ભિન્ન છે. માટે તેનું ગ્રહણ ન જ કરવું. આ માર્ગમાં તો સમર્પિતના ઉપયોગથી કંઇ પણ દોષ નથી.

ભક્તિમાર્ગમાં સાક્ષાત્ પુરૂષોત્તમ સેવ્ય છે, બીજા સર્વ સેવક છે. ભક્તિમાર્ગમાં પ્રભુના ઉચ્છિષ્ટ વડેજ નિર્વાહ ઈષ્ટ છે. દાસને તો ઉચ્છિષ્ટ ભક્ષણજ ઉચિત છે. સમર્પિતનું ભોજનજ ઉચિત ગણવાનું કારણ પણ એજ છે. સમર્પિતનું ભોજન પણ ભક્તિમાર્ગમાં છે, ઈતર માર્ગમાં નહિ. પ્રભુ આજ્ઞા કરે છે કે;–'[2]પત્ર, પુષ્પ, ફલ, જલ, જે મને **ભક્તિથી** આપે છે, તે ભક્તિથી અપાયલું યતાત્મા પુરૂષનું સર્વ હું અંગીકાર કરૂં છું.' પૂજામાર્ગમાં પૂજ્યને જે અપાય છે, તે દાન કહેવાય છે, નિવેદન નહિ. પૂજામાર્ગનું દાન

---

**૧. अथैतत्परमं गुह्यं शृण्वतोयदुनन्दन । सुगोप्यमपि वक्ष्यामि त्वं मे भृत्यः सुहृत्सखा ।**

**૨. पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति । तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः । गीता.**

પ્રભુ અંગીકાર કરતા નથી. કેમકે ભક્તિરહિત, ને વળી દાન, તે પ્રભુ કેમ સ્વીકારે ? પોતાનું સ્વત્વ ઉઠાવી લઈ પારકાનું સ્વત્વ સ્થાપવું તે દાન. જેમકે બ્રાહ્મણને આપણે ગાય આપીએ છીએ, તેમાં ગાય જે આપણી કહેવાતી હતી, તે બ્રાહ્મણને આપ્યા પછી તે આપણી કહેવાતી નથી. પણ બ્રાહ્મણની કહેવાય છે. આ દાન તો પૂજામાર્ગને જ પ્રેષ્ઠ હો ! ભક્તિમાર્ગમાં તેનો પ્રવેશ નથી.

હવે પ્રશ્ન ઉઠે છે કે, ભલે પૂર્વોક્ત દોષોનો પરિહાર થાઓ; પણ સર્વ કાર્ય પહેલાં સર્વ વસ્તુનું સમર્પણ, અને અસમર્પિત વસ્તુનું વર્જન જે કહ્યું તે બનવું અશક્ય લાગે છે. કેમકે સર્વ કાર્ય પહેલાં જાણી શકાતાં નથી. જ્વર વગેરેના પથ્ય માટે વૈદ્ય જે આપવાનું તે વખતે કીધું તે પહેલાં શી રીતે સમજાય ? તેવીજ રીતે ધારો કે કોઈ આપ્તપુરૂષે, સંબંધિએ, શિષ્યે, અથવા ગૃહસ્થે વિનતિ પૂર્વક બલાત્કારે ભોજનાદિ માટે આગ્રહ કર્યો તો ત્યાં સમર્પણ શી રીતે થાય ? તે બનવું અશક્ય છે, અને અસમર્પિતનું વર્જન પણ અશક્ય જણાય છે. ત્યાં સ્વધર્મનો નિર્વાહ કેમ કરવો ? આચાર્યશ્રી આનો ઉત્તર આપે છે.

**मूलम्—सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति॥७॥**
**तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः॥**

**सान्वयपदार्थः—सेवकानां** ( સેવકોના ) **यथा** ( જેમ ) **लोके** ( લોકમાં ) **व्यवहारः** ( વ્યવહાર ) **प्रसिद्ध्यति** ( પ્રસિદ્ધ છે. ) **तथा** ( તેમ ) **समर्प्यैव** ( સમર્પીનેજ ) **कार्यं** ( કરવું ) **ततः** ( તેથી ) **सर्वेषां** ( સર્વની ) **ब्रह्मता** ( નિર્દોષતા ).

**અક્ષરાર્થ:**—સેવકોના જેમ લોકમાં વ્યવહાર પ્રસિદ્ધ છે, તેમ સમર્પીનેજ કાર્ય કરવું. તેથીજ સર્વની નિર્દોષતા છે.

**રહસ્ય:**—સેવકો એટલે સેવા કરનાર. તે લોકોનો વ્યવહાર લોકમાં ઘણો જ પ્રસિદ્ધ છે. નિષ્કપટ સેવકો પોતાના ગુરૂને અથવા

તો પોતાના પ્રભુને કાર્ય આરંભ્યા પહેલાં અને પછી, એમ બંને વખત જણાવે છે. વિજ્ઞાપન કરે તે પણ એક તરેહનું સમર્પણ જ છે. લોકના દૃષ્ટાંતથી અહિં પણ સર્વ કાર્ય કરવું, એવો અર્થ ફલિત થાય છે.

હવે આચાર્યશ્રી ફલ ઉપદેશે છે. ભક્તિમાં નિવેદન પછી બ્રહ્મતા થાય છે, અર્થાત્ નિર્દોષતા–દોષરહિતપણું થાય છે. નિર્દોષ અને સમ તે બ્રહ્મ. બ્રહ્મતા એટલે નિર્દોષતા અને સમતા. સમતા ને તુલ્યતા અર્થાત્ તે ભગવદીય થાય છે. કલિ વગેરેના દોષ તેને સ્પર્શ ન કરે એટલે તે સેવા કરે, તેથી તેની સેવા પ્રભુ સ્વીકારે, અને મુખ્ય ફલનું દાન કરે.

આ પ્રમાણે સર્વ દોષની નિવૃત્તિનો ઉપાય બતાવીને નિર્દોષતાર્થી સેવાના પ્રતિબંધકોની અસત્તા સમજાવીને, હવે ઉતરતી પંક્તિના અધિકારિઓના અવિશ્વાસ અને સંશય, તેથી થતો સર્વ નાશ, તેનો પ્રસંગ ન આવે માટે પરમ કૃપાળુ આચાર્યશ્રી સિંહાવલોકન ન્યાયે પૂર્વોક્ત સર્વ વિચારી, દૃષ્ટાંતયુક્ત અંતિમ આજ્ઞા કરે છે.

**मूलम्–गङ्गात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ।**
**गङ्गात्वे न निरूप्या स्यात्तद्वदत्रापि चैव हि॥९॥**

**सान्वयपदार्थः—गङ्गात्वं** ( ગંગારૂપ થવું તે ) **सर्वदोषाणां** ( સર્વ દોષોનું ) **गुणदोषादिवर्णना** ( ગુણ દોષાદિનું વર્ણન ) **गङ्गात्वेन** ( ગંગારૂપે ) **न** ( નહિ ) **निरूप्या** ( નિરૂપણ કરવાને શક્ય ) **स्यात** ( થાય ) **तद्वत** ( તેમજ ) **अत्र** ( અહીં ) **अपि** ( પણ ) **चैव** ( અને ) **हि** ( ખરેખર ).

**અક્ષરાર્થ:**—ગંગામિલિત સર્વ દોષોનું ગુણદોષાદિ વર્ણન ગંગારૂપ થયા પછી નથી નિરૂપણ કરી શકાતું, ખરેખર તેમ જ અહિં પણ છે.

**રહસ્ય:**—ગંગામાં સર્વ પ્રકારના જળ જઈ મળે છે. તેમાંના ગુણ દોષો ગંગારૂપ થયા પછી જણાતા નથી, લોક કહે છે કે,

ગંગાજલપાનથી અથવા સ્નાનથી સર્વ જ્વરાદિ ગયાં. જ્વરના અભાવને તેથી ખચિત જ અનુભવે છે પણ ખરા, આ દૃષ્ટાંત માફક અહિં પણ જ્યાં સુધી ભક્તિમાર્ગીય આચાર્યદ્વારા નિવેદન ન થયું હોય, ત્યાં સુધી જ ભગવદીયમાં ગુણદોષ વર્ણન છે, પછીથી તે પંચવિધદોષો સ્થિતિ કરી શકતા નથી. **यमेवैष वृणुते तेनैष लभ्यः** 'જેને આ પ્રભુ વરે, તે જ તેને મેળવે' એ શ્રુતિ ભગવતી વરણૈકલભ્ય (ફક્ત એક વરસથીજ પ્રાપ્ત થાય તેવા) પ્રભુ છે, એમ સ્પષ્ટ ઉદ્‌ઘોષ કરે છે. સત્ત્વાદિગુણોથી થયલા દોષનું બાધન એમને એમ નથી થતું, પણ ભગવન્નિવેદનથી જ થાય છે. ખરો આશય આ છે, પ્રભુના ચરણકમલના અંગુષ્ઠમાંથી નિકળી, બ્રહ્માંડ ભેદી આવતી ગંગાના સંગથી જેમ સર્વ જલાદિ પવિત્ર થાય છે, તો સાક્ષાત્ પુરૂષોત્તમના સંબંધથી ચેતન અચેતનના દોષો નિવૃત્ત થાય તો તેમાં આશ્ચર્ય શું?

**સારાંશઃ**—પ્રથમ બ્રહ્મસંબંધથી દોષનિવૃત્તિ જણાવી પછી ભાવિદોષના સંબંધના અભાવ માટે સમર્પણ ઉપદેશ્યું, તે સમર્પણ ભગદ્ધર્માનુરોધિ અને લોકવ્યવહારાનુરોધિ એમ બે પ્રકારનું છે. તેમાં પહેલા સમર્પણનું ફલ બ્રહ્મતારૂપ બતાવ્યું, દ્વિતીય સમર્પણનું ગંગાદૃષ્ટાંતથી સર્વ દોષનિવૃત્તિરૂપ ફલ બતાવ્યું. માર્ગાંતરમાં દોષનિવૃત્તિ એમને એમ થતી નથી, તેમાં ઘણા સાધનોની અપેક્ષા રાખવી પડે છે. અહિં તો સેવાનો અધિકાર આપનાર સંસ્કાર જ દોષનિવૃત્તિ કરે છે, એજ પરમ રહસ્ય છે.

**प्रादुर्भूतेन भूमौ व्रजपतिचरणाम्भोजसेवाख्यवर्त्म प्राकट्यं यत्कृतं ते तदुत निजकृत श्रीहुताशेति मन्ये ।**
**यस्मादस्मिन् स्थितो यत्किमपि कथममपि क्वाप्युपाहर्तुमिच्छत्यद्धा तद्गोपिकेशः स्ववदनकमले चारुहासे करोति ॥**

**श्रीवल्लभाष्टक.**

**यदत्र सदसद्वापि जीवबुद्ध्योदितं क्वचित् ॥**
**क्षमन्त्वाचार्यचरणास्तं मे मन्तुं कृपालवः ॥ १ ॥**

**श्रीपुरुषोत्तमजी.**

**इतिश्रीवल्लभाचार्यविरचितसिद्धान्तरहस्यं**
**गुर्जरानुवादसहितंसमाप्तम्.**